# નવદુર્ગા

(સ્વામી શ્રીબ્રહ્મવેદાંતજીએ આપેલ પ્રવચનોનું સંકલન)



या देवी सर्वभूतेषु शक्तिरुपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः ।।

**Nav Durga**
Swami Brahmvedantji

પ્રથમ આવૃત્તિ : ૨૦૧૯



મૂલ્ય : રૂા. ૧૦૦.૦૦

પ્રકાશક એવં પ્રાપ્તિસ્થાન :
**દર્શના એચ. શાહ**
મધુવન, માધવપુર (ઘેડ), ગુજરાત
મો. ૯૮૯૮૯ ૦૮૩૩૫

સંકલન : વિઠ્ઠલભાઇ પ્રજાપતિ

ડીઝાઇન & પ્રિન્ટીંગ

પ્લસ કોર્પોરેશન, રાજકોટ
Mo. + 91 94262 50570
www.pustimarg.com
E-mail : pluscomad1@gmail.com




# નવલાં નોરતાં-નવરાત્રી



**प्रथमं शैलपुत्री च द्वितीयं ब्रह्मचारिणी ।**
**तृतीय चन्द्रघण्टेति कूष्माण्डेति चतुर्थकम् ।**
**पञ्चमं स्कन्दंमातेति षष्ठंकात्यायनीति च ।**
**सप्तमं कालरात्रीति महा गौरीति चाष्टमम् ।**
**नवमं सिद्धिदात्री च नवदुर्गा प्रकीर्तितां ।।**

આપણા ધાર્મિક મહોત્સવોમાં આસો મહિનાના પહેલા નવ દિવસને નોરતા અથવા નવરાત્રી કહે છે. આ નોરતા એટલે દૈવી શક્તિના અવતરણના દિવસો. મનુષ્ય જીવ એટલે કે આપણે બધા આસુરી શક્તિથી ઘેરાયેલા છીએ. શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં એના માટે શબ્દ આપ્યો છે 'સંપત્તિ'. વિજ્ઞાનતંત્રમાં તેને શક્તિ કહેલ છે. જેની પાસે આર્થિક સંપત્તિ વધારે છે તેની પાસે આર્થિક સત્તા છે, શક્તિ પણ છે. સંપત્તિ અને શક્તિ એ બે અલગ નથી. તે સિક્કાની બે બાજુ જેવા છે. સંપત્તિ અને શક્તિ જ્યાં ભેગાં થાય તેને સત્તા કહે છે. સંસાર વ્યવહારમાં જેની પાસે પૈસો છે એની સત્તા છે. ધન એ પણ એક સત્તા છે; એ ધન પૈસો હોય, વિદ્યા હોય યા કલા હોય.

જીવ કામિની, કંચન અને કીર્તિથી બંધાયેલો છે, તેમાં ફસાયેલો છે. કામથી બંધાયેલા જીવને રૂપાળી છોકરીઓ દેખાય. પૈસાથી બંધાયેલા જીવને બધે પૈસો જ દેખાય અને કીર્તિથી બંધાયેલો જીવ બધે માન-પાન જ શોધતો હોય. બહારનાં રૂપ, બહારનો પૈસો અને બહારની સત્તાના માન-પાન તો ઠીક છે, પરંતુ આપણી પાસે આપણા ભિતરમાં કોઇ ધન છે ખરું ? ભિતરમાં કોઇ શક્તિ છે ખરી ? ભિતરમાં કામ-વિકાર છે. પૈસાનું નકલી ધન છે. અહમ્ રૂપે નકલી સત્તા છે. આ બધી છે તો શક્તિઓ પણ તે શક્તિઓ આસુરી છે. અહમ્‌ના મદમાં ઘણા કહે છે કે હું જેવો તેવો નથી, તમને બતાવી દઇશ. આ બતાવી દેવાની જે શક્તિ છે એ આસુરી શક્તિ છે. જેનામાં દૈવી શક્તિ છે એને બતાવી દેવાની જરૂર રહેતી નથી.

આસુરી શક્તિથી ઘેરાયેલો જીવ જ્યારે સંકટમાં આવે છે પછી તે દૈવી શક્તિનો આશરો લે છે. આવા જીવમાં અતિશય બેહોશી અને અજ્ઞાનતા હોય છે. છોકરું નાનું હોય તેને ભાન, જ્ઞાન કે સમજ હોતી નથી; અને તેથી એ કુટેવે ચડી જાય છે. એને કોઇ વસ્તુ જોઇને ચોરી લેવાનું મન થાય છે. ઉંમર વધતાં કામ વિકાર જાગે ત્યારે આડા રસ્તે ચડી જાય છે. એ વિવિધ પ્રકારની વિકૃતિઓનો શિકાર બનતો હોય છે. ખોટી યાંત્રિક ટેવોથી ઘેરાઇ જતો હોય છે.

આપણે બધા બહારથી સારા દેખાઇ છીએ એવા સારા હોતા નથી. સારા દેખાઇએ છીએ ભયનાં કારણે; સમજના કારણે નહીં. ખોટી યાંત્રિક ટેવો તેમજ કામિની, કંચન અને કીર્તિના રવાડે ચડેલ માણસ, કુટેવોથી લદાયેલ માણસ, આસુરી શક્તિથી ઘેરાયેલો માણસ ગમે તે કરે, પરંતુ એક દિવસ એનું પતન થાય છે. અંતે વિજય તો સત્યનો જ થાય છે.

જે જે લોકો જાગ્યા છે એવા પુરુષો આ આસુરી શક્તિથી બચવા માટે દૈવી શક્તિનું આવાહન કઇ રીતે થાય તેનો માર્ગ બતાવી ગયા છે; તે માટેનું આયોજન કરી ગયા છે. આવા જાગ્રત પુરુષોને આપણે ઋષિમુનિઓ કહીએ છીએ.

દરેક મા-બાપને પોતાન દીકરા-દીકરી માટે એક ભાવ-લાગણી હોય છે, સિવાય કે એ બાળકો અહંકારવશ તેમની વિરુદ્ધ હોય અને કશું માનવા-સાંભળવા તૈયાર જ ન હોય. આવા દીકરા-દીકરી ગમે તે આડા માર્ગે ચઢી જાય તો પણ તેમની પાસે જે કંઇ પૈસો-સંપત્તિ હોય તે એ બાળકો માટે વારસામાં મૂકી જતા હોય છે. આપણા ઋષિમુનિઓ પણ એ રીતે આપણા માટે દૈવી શક્તિનો વારસો મૂકી ગયા છે, જેથી આસુરી શક્તિથી ઘેરાયેલા જીવો આસુરી શક્તિના પ્રભાવમાંથી છૂટી શકે.

સામાન્ય રીતે જેની સાથે મિત્રાચારી હોય તેનો પ્રભાવ જીવ ઉપર પડતો હોય છે. કહેવત છે કે જેવો સંગ તેવો રંગ. સંસારી માણસ સાથે સંગ હોય તો એનો પ્રભાવ પડે અને સાધુ સંતો સાથે સંગ કર્યો હોય તો એનો પ્રભાવ પડે. ઋષિમુનિઓએ આવા સંગ માટે ત્રણ કેટેગીરી કરી છે : દાનવ, માનવ અને દેવ.

ઘણા પૂછે છે કે તેમને જે અનુભવ થયો છે તે અમને કેમ થતો નથી ? ઘણાં બધાં કારણો છે; પણ સૌથી મોટું કારણ છે સંગનું. તમારો સંગ કોની સાથે છે ? મારી વાત કરું તો નાનપણથી જ સાધુ સંતોનો સંગ વધારે રહેતો. અહીં જે નિલકંઠ મહાદેવ છે ત્યાં સાધુ સંતોની અવરજવર વધારે રહેતી. તેમની સાથે મારે શિવ પાર્વતીની વાતો થતી. માધવપુર ગામ છે તે કૃષ્ણ–રુક્મિણીના વિવાહની ભૂમિ છે. આ દેહનો જન્મ વૈષ્ણવ પરિવારમાં થયો હોઇ વૈષ્ણવ સંતો સાથે જે વાતો થતી તે બધામાં શ્રીકૃષ્ણની વાતો વધારે થતી. અત્યારે આશ્રમમાં જે જે પ્રવૃત્તિઓ થાય છે તે બધાની પાછળ કાં તો કૃષ્ણનો પ્રભાવ છે યા તો શિવનો પ્રભાવ છે.

'દુર્ગા દુર્ગતિ નાશનિ...' નોરતા એ નવદુર્ગા એટલે કે નવ શક્તિ સ્વરૂપોનું પર્વ છે. જીવની ગતિ બે પ્રકારની હોય છેઃ અધોગતિ અને ઊર્ધ્વગતિ. જીવની ગતિ ઉપરની દિશામાં હોય અથવા નીચેની તરફ. ઉપરની તરફ જાય તો ત્યાં આશ્રમ યા સ્કૂલ હોય છે અને નીચેની તરફ જાય તો ત્યાં નોકરી, ધંધા જેવા વ્યવહારિક કામો હોય છે. ગુર્જિએફની ભાષામાં નીચે લઇ જતી ગતિને લાઇફ ફોર્સ કહે છે અને ઉપર લઇ જતી ગતિને વર્ક ફોર્સ કહે છે. આપણા ઋષિમુનિઓ કથાના સ્વરૂપમાં અમૂલ્ય વારસો મૂકી ગયા છે. વારસો માત્ર કથાના સ્વરૂપમાં આપી ગયા છે તેવું નથી. તે માટે વિધિ–વિધાનો પણ મૂકતા ગયા છે. યંત્ર, તંત્ર અને મંત્ર મૂકી ગયા છે.

સંસાર વ્યવહારમાં આપણે મોટેભાગે સંપત્તિ ભેગી કરવામાં જીવન ખર્ચી નાખીએ છીએ. આવી સંપત્તિ મોટેભાગે આસુરી હોય છે. આ આસુરી સંપત્તિ એક દિવસ આપણને ખાઇ જાય છે. મોગલોએ સંપત્તિ ભેગી કરી. ઠેક ઠેકાણે મોટા મહેલો બનાવ્યા. પરંતુ એ સંપત્તિ આસુરી હોઇ મોગલ સામ્રાજ્ય ખલાસ થઇ ગયું. શાસન વ્યવસ્થા જ તૂટી પડી. આવું જ અંગ્રેજ શાસનનું થયું. જ્યાં સંસ્કૃતિનો ઘણો વિકાસ થયેલ એવા ગ્રીક–રોમન સામ્રાજયો પણ ખલાસ થઇ ગયા. જે સંસ્કૃતિઓ આસુરી સંપત્તિવાળી હોય એ સંસ્કૃતિઓ ખલાસ થઇ જાય છે. આ એક નિયમ છે.

આપણા ઋષિમુનિઓને દૈવી સંપત્તિનો ખ્યાલ હતો. દૈવી સંપત્તિને પ્રેમ કહે છે. આવી સંપત્તિ ઉપર અધિકાર જમાવી શકાતો નથી. દૈવી સંપત્તિને આમંત્રણ દેવું પડે છે, આવાહન કરવું પડે છે. "વંદે દેવ ઉમાપતિ સુરગુરુ"ના ભાવ સાથે વંદન કરવા પડે છે. આ માટે સંસારના જીવ છે તે ગુરુના ચરણોમાં બેસે છે. આ માટે આપણા ઋષિમુનિઓ નવરાત્રીનું આયોજન કરી ગયા છે. ઋષિમુનિઓનું દર્શન બહું ગહેરું છે.

સંસારી માણસો ઉપર સૌથી ઉપર વધારે પ્રભાવ હોય છે કાળનો; અને આ પ્રભાવથી સંસારી જીવ અજ્ઞાન છે. આપણે જ્યારે નાના હતા ત્યારે ગમે તેમ ઠેકડા મારતા હતા. મોટી ઉંમરે એવા ઠેકડા મારી શકાય છે ? વાંધો શું આવ્યો ? વાંધો કાળના પ્રભાવનો હોય છે. આ કાળનો પ્રભાવ ક્યારેક દૈવી હોય છે અને ક્યારેક આસુરી હોય છે. આ પ્રભાવ અત્યંત સૂક્ષ્મ હોય છે. આપણા ઋષિમુનિઓએ તેનો અભ્યાસ કર્યો. એ અભ્યાસના આધારે કેટલાક નિશ્ચિત મુહૂર્ત કાઢ્યા. નવરાત્રી આસો મહિનામાં જ આવે છે શા માટે ? એ નક્કી થયું છે બુદ્ધ ચેતનાના આધારે. નોરતા છે તે કોસ્મોલોજીકલ ટાઈમને આધારે નક્કી થયેલ છે, જેને આપણે કાળ કહીએ છીએ. કોસ્મોલોજીકલ ટાઈમ–કાળને આપણે ત્યાં મહાકાળ કહેલ છે. મહાકાળમાં સમય ઘૂમી રહ્યો છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી ઘૂમી રહેલ છે. એ કાળમાં જુદી–જુદી શક્તિઓ ઉત્પન્ન થાય છે.

આપણે જોઈએ છીએ કે અમુક સમયે, અમુક કાળ આવે છે ત્યારે ઝાડનાં પાંદડાં ખરી પડે છે અને અમુક સમયે ઝાડ પર નવાં પાંદડાં ખીલી ઊઠે છે. નારીદેહમાં એ રીતે ઋતુકાળ આવે છે અને એ પછી અમુક સમયમાં તે જતું રહે છે. અમુક કાળમાં સર્જન સંભવ બને છે અને અમુક કાળમાં સર્જન અસંભવ બની જાય છે... એટલે કે દરેક પ્રવૃત્તિની પાછળ કાળનો પ્રભાવ હોય છે.

જેના થકી કાળના પ્રભાવને જાણી શકાય એ શક્તિનું નામ છે મહાકાળી. કાળની શક્તિને ઓળખવી પડે. કાળની શક્તિની પાર એક અવસ્થા છે, એનો સ્પર્શ કરવાની હજી આપણી ક્ષમતા નથી. પૃથ્વી ઉપર જે જે પાર્થિવ સર્જન થયેલું છે તેના પર કાળનો પ્રભાવ છે; પણ જ્યાં જ્યાં દિવ્યતા છે, દૈવી શક્તિ છે ત્યાં કાળનો પ્રભાવ રહેતો નથી. ક્યારેક એ દૈવી શક્તિનો કાળ પર પ્રભાવ પડે છે. એ શક્તિને મહાકાળી કહે છે. મહાકાળને પણ મહાકાળીનું આવાહન કરવું પડે છે.

જેને આપણે નવરાત્રી કહીએ છીએ એ તો બહુ શરૂઆતની અવસ્થા છે. ગુર્જિએફની ભાષામાં મનુષ્યની સાત અવસ્થાઓ બતાવેલ છે. તેમાં મેન નં. ૧, ૨ અને ૩માં વિકાસની ઉત્ક્રાંતિની સંભાવના નહિવત્ હોય છે. મનુષ્ય–મેન નં.–૧નું ધ્યાન ભૌતિક દેહ કેન્દ્રિત હોય છે. તેના માટે ભૌતિક દેહ સર્વસ્વ હોય છે. મેન નં.–૨નું મનોજગત અત્યંત લાગણી પ્રધાન હોય છે. તેની બધી લાગણીઓ ‘‘મારા’’માં જ – સ્વલક્ષી હોય છે. મેન નં.–૩નું મનોજગત બૌદ્ધિક કેન્દ્રમાં જ જોડાયેલું રહે છે. તેનું જ્ઞાન, ચિંતન, શબ્દો...એ બધું સ્વલક્ષી હોય છે. મેન નં.–૪ મનુષ્ય ૧, ૨ અને ૩ કરતાં ઊંચે ઊભેલો હોય છે અને તેનામાં પોતાની જાતને ઓળખવાનો–જાણવાનો પ્રારંભ થઈ ચૂક્યો છે. મેન નં.–૩ થી મેન નં.–૪ તરફથી યાત્રા થાય તે માટે નોરતાં છે. હવે, અહીંથી તેના જાગરણની શરૂઆત થાય છે.

# શૈલપુત્રી



**वन्दे वाञ्छितलाभाय चन्द्रार्धकृतशेखराम् ।**
**वृषारुढां शूलधरां शैलपुत्रीं यशस्विनीम् ।।**

**ભાવાર્થ : હું દેવી શૈલપુત્રીને વંદન કરું છું જેઓ મારી અભિલાષાની પૂર્તિ કરનાર, જેમના માથે ચંદ્ર બિરાજમાન છે તેવા, બળદ ઉપર સવારી કરવાવાળા અને ત્રિશૂલ ધારણ કરી યશસ્વી રૂપે બિરાજે છે.**

નવરાત્રીનું પહેલું નોરતું એટલે આસો સુદ–૧. પહેલા નોરતાની જે દેવી છે એને શૈલપુત્રી કહે છે. શૈલ એટલે પહાડ–પર્વત. આ સાંકેતિક શબ્દ છે. એક એક કણ ભેગો થતો જાય...ભેગો થતો જાય તો એનો ઢગલો બને. આ ઢગલો ખૂબ મોટો થાય તેને પહાડ કહે છે, પર્વત કહે છે. હિમાલય એક પર્વત છે. હિમ એટલે બરફ. હિમ એટલે ચંદ્રમાઁ પણ થાય. જે પહાડ પર વધુમાં વધુ હિમ યા ચંદ્રની વધુ શક્તિ ભેગી થાય તેને હિમાલય કહે છે. પાણીના એક એક ટીંપાથી ગ્લાસ ભરાય અને પાણી જ્યારે અખૂટ થઈ જાય ત્યારે તે નદી થઈને પછી સાગર થઈ જાય છે.

આપણે ત્યાં દસનામી સાધુઓ હોય છે. કોઈ સાધુને ગિરિ કહે છે, કોઈ સાધુને સાગર કહે છે, કોઈને અરણ્ય કહે છે. શંકરાચાર્યે જે નામ આપ્યા તેને સુંદરગિરિ કહે છે. ઓશો પણ સંન્યાસ દીક્ષા આપતા ત્યારે જુદા જુદા નામ આપતા. આ બધા નામ સંકેત છે. એવી રીતે નવ શક્તિઓ–નવ ઊર્જાઓના જે નામ આપ્યા છે તે શક્તિઓને નવ દુર્ગા કહે છે. કાળના પ્રભાવમાંથી મુકત થવા માટે જે શક્તિનું નિર્માણ થાય છે તે શક્તિને દુર્ગા કહે છે.

સંસારના માણસો સંસાર વ્યવહારમાં રચ્યા પચ્યા રહે છે, એને લાઈફ ફોર્સ કહે છે. આ ફોર્સથી મનની અંદર જે સંસ્કારો પડે છે તેમાંથી છટકી શકાતું નથી. આ લાઈફ ફોર્સ–સંસાર વ્યવહારમાં અટવાયેલા રાખતું જે બળ છે તેની સામે વર્ક ફોર્સ એટલે કે સાધનાનું બળ નિર્માણ કરવું પડે. એનું એક વિજ્ઞાન છે.

એક માણસ જ્યારે કરોડપતિ થઈ જાય છે ત્યારે એનામાં અદશ્ય રીતે અમૂક શક્તિ આવે છે. તેના વ્યવહારમાં અહંકાર આવે છે. અહંકારના પ્રભાવમાં જે કંઈ શક્તિ આવે છે એ આસુરી શક્તિ હોય છે. આ આસુરી શક્તિની સામે દૈવી શક્તિ એકઠી કરતા રહેવું જરૂરી છે. આસુરી શક્તિ અધોગામી છે, જે પાણી જેવી છે. પાણી હંમેશાં નીચેની તરફ વહેતું હોય છે. દૈવી શક્તિ ઊર્ધ્વગામી છે. તે આગ જેવી હોય છે. આગની જવાળાઓ હંમેશાં ઉપરની તરફ જ જતી હોય છે. એટલે જે અધોગામી પાણી છે એનું અગ્નિમાં રૂપાંતર કરવાનું છે.

આપણો જીવ પાણી જેવો છે. પાણીનો ગુણ છે કે એમાં જેવો રંગ નાખો એવો રંગ ધારણ કરી લે છે. અગ્નિને એવું નથી. અગ્નિની પોતાની સ્વતંત્ર હસ્તી છે. અલબત્ત એના રૂપ ઘણા છે. આપણો લોઅર સાયકિક નેચર પાણી જેવો છે, એમાંથી આપણે હાયર સાયકિક તરફ જવાનું છે. ઋષિઓએ એના માટે સમય પસંદ કર્યો નવરાત્રીનો. નવરાત્રીનો અધિપતિ ચંદ્રમાં છે. હસ્ત નક્ષત્ર આવે છે શરદઋતુમાં. ચંદ્રમાં નવ નક્ષત્ર પૂરા કરે તે પછી દસમું નક્ષત્ર–શ્રવણ નક્ષત્ર આવે છે. એને વિજયાદસમી કહે છે. શ્રી રામે દસ માથાના રાવણ પર વિજય મેળવ્યો એ પર્વ તે વિજયાદસમી. પણ એ પહેલાં અનેક આસુરોની જે આસુરી શક્તિ છે તેનો વધ કરતા જવાનું છે...અમુક આસુરી શક્તિઓનો વધ કરવાનો છે અને અમુક શક્તિનું રૂપાંતરણ કરવાનું છે. કોનો વધ કરવાનો છે અને કોનું રૂપાંતરણ કરવાનું છે એ રહસ્યમય છે.

સૌથી પહેલું આવાહન છે શૈલપુત્રીનું. એનું સ્વરૂપ છે વૃષારૂઢ. વૃષ એટલે બળદ. બળદ અને શક્તિનું પ્રતીક છે. એમ તો સિંહની શક્તિ છે પરંતુ એ શક્તિ મારણશક્તિ છે, જ્યારે બળદની શક્તિથી કૃષિ થાય છે, સર્જન થાય છે. શક્તિના

બે પ્રકાર છે. એક છે ક્રિએટીવ એટલે સર્જનાત્મક અને બીજી છે ડિસ્ટ્રીક્ટીવ એટલે કે વિધ્વંશાત્મક. ક્રિએટીવ શક્તિને સૌમ્ય કહે છે અને ડિસ્ટ્રક્ટીવને રુદ્ર કહે છે. ક્યાં કઇ શક્તિ વાપરવી તેનો વિવેક જરૂરી છે. ઝાડનું રોપણ કરવાનું હોય ત્યાં રોપાને શાંત ચિત્તે રોપવા પડે અને ઝાડને કાપવાનું હોય તો ઉગ્ર શક્તિ જોઇએ. એવી રીતે આપણા ભિતરમાં ધ્યાનની ગહેરાઇમાં ઉતરવું હોય તો સૌમ્ય શક્તિ જોઇએ અને દ્રષ્ટાભાવ–સાક્ષીભાવને કેળવવો હોય તો ઉગ્ર શક્તિ જોઇએ.

વૃષારૂઢ શૈલપુત્રીના એક હાથમાં ત્રિશૂળ છે. એક હાથમાં પદ્મ છે. સંસારી જીવ છે એના હાથમાં ત્રિશૂળ છે પણ એ નકલી ત્રિશૂળ છે. શૂળ એટલે જે ખૂંપી જાય તેવું. ઘણાંને પેટમાં શૂળ ઉપડે છે, ઘણાંને દિમાગમાં ઉપડે છે. શેરબજારનાં કાગળિયાં ખરીદે એટલે પછી દીમાગમાં શૂળ ઉપડ્યા કરે, સતત ચિંતા રહ્યા કરે. ન લગાડવાને ઠેકાણે દિલ લગાડી દે છે પછી દિલમાં શૂળ ઉપડ્યા કરે. ન ખાવાનું ખવાઇ જાય એટલે પછી પેટમાં શૂળ ઉપડે. સંસારી જીવો માટે આ બધા શૂળ ત્રિશૂળ છે.

દેવીના હાથમાં ત્રિશૂળ છે. એ ત્રિશૂળ એટલે સેન્સિંગ, ફિલિંગ અને નોઇંગ. મનુષ્ય ત્રણ બ્રેઇન ધરાવે છે. ત્રણેય બ્રેઇનની અંદર આ ત્રણ વસ્તુ હાથમાં રહેવી જોઇએ. ક્યાંય પણ દ્રષ્ટિ પડે તો કંઇક સમજ વધે – તે છે નોઇંગ. કંઇક ભાવ વધે અને કંઇક સંવેદના વધે. જેમ જેમ વસ્તુ વધતી જશે એમ એ પહાડ જેવી – પર્વત જેવી થશે... અને પર્વતમાંથી જે ઉર્જા પ્રગટ થાય છે તે છે શૈલજા. શૈલજા એટલે પર્વતમાંથી પ્રગટ થતી ઉર્જા. શૈલજા એટલે શૈલપુત્રી. કોઇ એને ગિરજા પણ કહે છે.



# બ્રહ્મચારિણી



**दधाना कर पद्माभ्यामक्षमाला कमण्डलू ।**
**देवि प्रसीदतु मयि ब्रह्मचारिण्यनुत्तमा ।।**

**ભાવાર્થ : હે દેવી બ્રહ્મચારિણી, જે કમંડળ અને અક્ષમાળા ધારણ કરનાર, મારા પર પ્રસન્ન થાઓ.**

નવરાત્રીના બીજા દિવસે – બીજા નોરતે જે દેવીનું આવાહન કરવાનું છે એ દેવીનું નામ છે બ્રહ્મચારિણી. બે શક્તિઓ છે, એક દૈવી શક્તિ અને બીજી આસુરી શક્તિ. આ બે શક્તિ વચ્ચેનો ભેદ જાણવો જોઇએ. જેવી રીતે ચોર ડાકુ અને અતિથિ વચ્ચે ભેદ છે તેવો ભેદ આ બે શક્તિઓ વચ્ચે છે. કોઇ આવીને લૂંટી જાય, ગળુ દબાવી દે, માથે ચઢી જાય, આગ લગાડી દે... આ બધી આસુરી શક્તિ છે. દૈવી શક્તિ છે એ ક્યારેય ગમે તેમ ઘૂસ ન મારે. એ અતિથિ–મહેમાન જેવી છે. એને નિમંત્રણ–આમંત્રણ આપવું પડે, આવાહન કરવું પડે. જેમકે આપણી અંદર ક્રોધ કરવો પડતો નથી, તે આવી જાય છે પરંતુ ઈશ્વરનું સ્મરણ

કરવું પડે છે. ઈર્ષ્યા કરવી નથી પડતી પરંતુ ભક્તિ કરવી પડે છે. ઈર્ષ્યામાં જીવ બળે જ્યારે ભક્તિમાં વિરહાગ્નિ હોય છે. તો બન્ને અગ્નિ, પણ બન્નેમાં ભેદ છે. એક ચૂલાનો અગ્નિ રોટલી–રસોઈ પકવે અને બીજો લાગેલો અગ્નિ છે, ઘરવખરીને ભસ્મીભૂત કરી દે છે. ચૂલાના અગ્નિને ચૂલામાં પેટાવવો પડે છે અને ઘર બાળે તે અગ્નિને પેટાવતા નથી, એમ જ એની રીતે આવી જાય છે.

પહેલા નોરતાની શરૂઆત કરે છે, શૈલજા એટલે કે શૈલપુત્રી. સંસાર વ્યવહારમાં આપણી શક્તિ જ્યાં ત્યાં રોકાયેલી પડી છે. જો સ્વાધ્યાય કરવામાં આવે તો ખ્યાલ આવે કે શક્તિ ક્યાં ક્યાં રોકાયેલી છે, જીવ ક્યાં ક્યાં ચોંટેલો છે. જ્યાં જ્યાં ચોંટેલો હોય એ ઠેકાણે આપણી મૂડી–શક્તિ રોકાયેલી પડી છે. નવરાત્રી એ દૈવી શક્તિનું પર્વ છે. કોન્સિયસ એનર્જી – સભાનતાની ઉર્જા દૈવી છે, તે યાંત્રિક નથી.

ગુર્જિએફની ભાષામાં આપણી અંદર પાંચ કેન્દ્ર કામ કરે છે. જન્મજાત કેન્દ્ર, ચાલનકેન્દ્ર, વિચાર કેન્દ્ર, ભાવકેન્દ્ર અને કામકેન્દ્ર. આ પાંચ કેન્દ્રોમાં કામ કેન્દ્ર છે તે તટસ્થ છે. ચારેય કેન્દ્રો કામઉર્જાનો ઉપયોગ કરે છે. એનું કામ રીઝર્વ બેંક મધ્યસ્થ બેંક જેવું છે. વિચાર કેન્દ્રમાં કા ચિંતન થાય યા ચિંતા થાય, ચિંતા થવી એ આસુરી શક્તિ છે. ચિંતા માથે ચઢી બેસે છે, જ્યારે ચિંતનને નિમંત્રણ દેવું પડે છે. જીવને મારું શું થશે એની ચિંતા થાય અને "હું કોણ છું ?" એનું ચિંતન થાય. આ સમજવા–જાણવા માટે સ્વાધ્યાય–સેલ્ફ સ્ટડી કરવો પડે. 'ચિંતાના કારણો ઘણાં હોય છે' : તેમાં એક કારણ છે 'મેકિંગ એકાઉન્ટ એટલે કે પરસ્પરના સંબંધોમાં હિસાબ સરભર કરવો.' 'બીજું એક કારણ છેઃ પઝેસિવનેસ એટલે કે અધિકારભાવ.' ચૈતન્ય ઉપર કોઈનો અધિકાર હોતો નથી, ત્યાં અનુગ્રહનો ભાવ હોય છે. અધિકારભાવમાંથી આસક્તિ જન્મે છે અને પછી ધીરે ધીરે આસક્તિ મોહમાં પરિણમે છે. જીવ મોહગ્રસ્ત થઈ જાય છે.

"આ બીજા નોરતે જે શક્તિની વાત આવે છે તે શક્તિનું નામ છે બ્રહ્મચારિણી શક્તિ." 'નારીના ત્રણ રૂપ છે : કન્યા, બ્રહ્મચારિણી અને પતિવ્રતા.' પહેલા નોરતે જે શૈલપુત્રીની વાત આવે છે તે દક્ષ પ્રજાપતિની પુત્રી સતીની વાત છે. 'દક્ષ એટલે જેનામાં દક્ષતા–માસ્ટરી હોય.' 'દક્ષપુત્રી એ છે સાચી સતી.' ઉપર જણાવેલ કોઈ પણ કેન્દ્રનો કોન્સિયસ પાર્ટ છે એને દક્ષ કહે છે. કોઈ રસોઈમાં દક્ષ–એકસપર્ટ હોય, કોઈ સામાજિક વ્યવસ્થામાં દક્ષ હોય તો કોઈ ધંધા રોજગારમાં દક્ષ હોય. કોઈ પણ કેન્દ્રમાં દક્ષ હોય, એ ઊર્જા તો વાપરે છે કામકેન્દ્ર–સેક્સ એનર્જીની. કોઈ ડૉક્ટર હોય, કોઈ ઈજનેર હોય, કોઈ કારીગર કે કલાકાર હોય... એની યાત્રા દક્ષતા તરફની હોય છે અને તે માટે જે શક્તિ છે તે કામકેન્દ્રની શક્તિ હોય છે.

'સતી' દક્ષ પ્રજાપતિની દિકરી હતી, પણ તે હતી પતિવ્રતા. શિવજી સાથે લગ્ન થયેલા. અહીં વ્યવહારિક જીવન અને સાધના તરફનું જીવન—આ બે વચ્ચે સંઘર્ષ ઊભો થાય છે. અંદરની ઊર્જાને શિવ તરફ જવું છે અને તે સાથે વ્યવહારથી સંસ્કારિત થયેલ મન ઊલટી દિશામાં દોરી જાય છે. આપણે બધા પણ અત્યારે આ અવસ્થામાંથી પસાર થઈ રહ્યા છીએ. અંદર તો થાય છે કે કંઈક સત્ય મેળવવું. 'સત્ય તરફ જે ગતિ હોય એને સતી કહે છે.' બીજી બાજુ સામાજીક વ્યવહારો તરફની પણ ગતિ છે. આ બે ગતિ વચ્ચે સંઘર્ષ ગોટાળા થાય છે.

સતીનાં શિવ સાથે લગ્ન થયેલાં છે. દક્ષ પ્રજાપતિએ યજ્ઞ આરંભ્યો છે. આ યજ્ઞ કર્મ એટલે કામ્યકર્મ—સોશ્યલ વર્ક. દક્ષપુત્રી સતી પિતાએ આરંભેલ યજ્ઞમાં જવા તૈયાર થાય છે, પરંતુ 'શિવજી ના પાડે છે. કહે છે કે : દક્ષ જે યજ્ઞ કરે છે તે કામ્યકર્મ છે અને તારે ત્યાં જવાની જરૂર નથી.' પણ સતી શિવનું કહ્યું માનતી નથી. તે શિવને ભજે છે પરંતુ શિવનું કહ્યું માનતી નથી; કારણ કે હજી સતીનું પતિવ્રતાપણું કાચું છે. હજી તેને બાપનું ઘર સાંભરે છે. 'શિવને તો ખ્યાલ છે, એ સરળ વાત કરે છે કે આપણે કોઈ ચોર ડાકુ નથી, તેથી આ રીતે વણનોતરે ન જવાય. આક્રમક ન થવાય.' પરંતુ 'સતી માનતી નથી. કહે છે કે : મારા પિતાનું ઘર છે તેથી હું તો જઈશ.' અને સતી જાય છે.

સતી જાય છે તો બાપના ઘરે, પણ બાપ તો દક્ષ હતો. તે પૂછે છે કે : 'તું અહીં કેમ આવી ? મેં તને તેડાવી નથી. મારી દિકરી ખરી, પણ સાસરે વળાવ્યા પછી દિકરી સાસરે જ શોભે.' આવી દલીલો નિમ્ન માનસિકતાની થાય છે. પાણી સો ડિગ્રીએ વરાળ થાય. પણ કોઈ કહે કે એંશી ડિગ્રીએ થાય તો તેમ થતું નથી. પાણીના ચોક્કસ નિયમો છે પંરતુ માનવ ચિતના કોઈ નિયમો હોતા નથી. અહીં યજ્ઞ ચાલુ હતો અને ત્યાં દક્ષ પ્રજાપતિએ શિવની નિંદા શરૂ કરી, શિવજીની ટીકાઓ કરી. ટીકાઓ—ક્રિટીસીઝમ એ સંસારી જીવનું કામ છે.

યજ્ઞમાં દક્ષ શિવજીની અતિશય અપમાનજનક ટીકાઓ કરે છે. આવી અપમાનજનક ટીકાઓ સાંભળીને સતીથી રહેવાયું નહીં તે યજ્ઞમાં જાતે જ કૂદી પડે છે. સતી જાતે જ બળી મરે છે. શિવજીને આ બાબતનો ખ્યાલ આવતાં વિરભદ્રને મોકલીને યજ્ઞનો ધ્વંશ કરે છે. વિરભદ્ર એટલે જેના દિલમાં કલ્યાણની ભાવના છે. એ નકલી યજ્ઞને ખલાસ કરી નાખે છે. ડોકટર સડેલાં અંગને કાપી નાખે છે પરંતુ એની પાછળનો હેતુ દર્દીનો જીવ બચાવી લેવાનો હોય છે. એવી રીતે કોઈ પણ જાગ્રત ચેતના કોઈની હત્યા ન કરે પરંતુ ઓપરેશન જરૂર કરે. 'આની પાછળ જે શક્તિ છે એ ભદ્રકાળીની શક્તિ કહેવાય.'

સતીએ યજ્ઞમાં પોતાની જાતની આહુતિ આપીને જે બલિદાન આપ્યું પછી તે હિમાલય પર્વત ઉપર હિમાલયની પુત્રી તરીકે અવતાર લે છે. સતીએ જે બલિદાન આપ્યું હતું તે ક્રોધાવેશમાં આપ્યું હતું. યજ્ઞનો ધ્વંશ થયો હતો ક્રોધથી. એ પછી જે રૂપાંતરણ થયું, એનું જે સર્જન થયું ત્યાં સાવ શાંતિ હોય. એ સ્થાન એટલે હિમાલય. 'હિમ એટલે ચંદ્ર.' 'મનની શીતળતા જ્યાં એકઠી થઈ છે એ સ્થાનને હિમાલય પર્વત કહે છે.'

ગંગાસતીનું એક ભજન છેઃ 'મેરુ તો ડગે પણ જેના મન ના ડગે...' મેરુ પર્વત છે. આ પર્વત ડગે પરંતુ મન ન ડગે. માનવીનું મન ચંચળ છે, નેગેટિવીટીથી ભરેલું છે. આ મન અશુદ્ધ તો છે, તે સાથે ક્રોધના આવેશથી આસુરી શક્તિથી ભરેલું છે. આવેશને બદલે મન સ્થિર થઈને હિમાલયમાં એકઠું થયું અને એમાંથી જે ઊર્જા પ્રગટ થઇ એ ઊર્જાનું નામ 'પાર્વતી.'

આપણે જોયું કે 'પહેલા નોરતાની દેવી છે શૈલજા.' 'એ શૈલપુત્રી શૈલજા એટલે પાર્વતી.' સતીને ખ્યાલ આવી ગયો હતો કે એનું ચિત તો શિવમાં ચોંટેલું છે. એટલે સતી યાંત્રિક રીતે યજ્ઞમાં કૂદી પડી ન હતી. શરીર પર કેરોસીન છાંટીને બળી મરવું એ એક વાત છે અને યજ્ઞકુંડમાં પોતાની જાતને હોમી દેવી એ જુદી વાત છે. સતી યજ્ઞકુંડમાં કૂદી પડી તેમાં કોઈ અહંકાર ન હતો, પરંતુ પોતાની જાતની સ્વૈચ્છિક આહુતિ હતી.

'સતી પાર્વતી તરીકે અવતાર લે છે.' 'પાર્વતી પિતાને કહે છે કે : મારે તો શિવની સાથે જ લગ્ન કરવાં છે.' પિતા મંજૂરી આપે છે. હવે 'શૈલપુત્રીમાંથી બીજું જે સ્વરૂપ થયું તેને બ્રહ્મચારિણી કહે છે.' બ્રહ્મચારિણી દૈવ સ્વરૂપ છે. આપણા ચિતની વૃત્તિ છે વ્યાભિચારિણી. તે ક્યાંય સ્થિર રહેતી નથી. સાધનાના ક્ષેત્રમાં વૃતિની સ્થિરતા અતિ આવશ્યક છે. બ્રહ્મચારિણી શક્તિ પાસે કોઈ આસન નથી. તે ઊભી છે. ત્યાં કોઈ ભાગદોડ નથી. આ શક્તિને કોઈ વાહન નથી. કોઈ આયોજન નથી. આ સ્થિતિને આપણે સ્વસ્થતા કહીએ છીએ. 'આપણે જ્યારે શરીરના કોઈ પણ કોષ કે કેન્દ્રમાં સ્વસ્થ હોઈએ તો ભિતરમાં મોજ અને આનંદ આવે છે, શાંતિ આવે છે.' આપણે કાંઈ પણ કરતા હોઈએ એમાં સ્વસ્થ ન હોઈએ એનો અર્થ છે ચિત બીજે ક્યાંક ભટકે છે. એ ગોતે છે કંઈક પણ તે મળતું નથી, તેથી અસ્વસ્થ રહે છે.

ઘણીવાર મેળામાં જઈએ અને ત્યાં જ્યાં ત્યાં ભટકીએ તો એનો થાક લાગે છે. પણ એ મેળામાં કોઈ મિત્ર મળી જાય, મનનો માનેલો માણિગર મળી જાય તો મેળામાં ફરવાની મજા આવે. સંસાર પણ એક મેળો છે પણ આ મેળામાં મંનનો માનેલો હજી મળ્યો નથી. આ મનનો માનેલો એમ ને એમ નથી મળતો. એના માટે તપ કરવું પડે છે. આ 'તપ માટે જે શક્તિ જોઈએ તે છે બ્રહ્મચારિણી.'

'દેવી બ્રહ્મચારિણીને બે હાથ છે. એક હાથમાં અક્ષમાળા છે અને બીજા હાથમાં કમંડળ.' આપણે માળા ફેરવીએ છીએ પણ ચિત માળા માં હોતું નથી. ચિત વ્યભિચારી હોય છે. ચિત બ્રહ્મચારી હોય તો માળા ફેરવવાનું પરિણામ મળે. 'માળા હાથમાં ફરે છે. એને જપ કહે છે.' 'ભગવાન શ્રીકૃષ્ણએ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે : બધા યજ્ઞોમાં જપયજ્ઞ હું છું.' 'યજ્ઞો ઘણા પ્રકારના હોય છે. જ્યાં પણ આહુતિ અપાય એને યજ્ઞ કહે છે. યજ્ઞો ઘણા હોય છે પણ એ બધામાં વિભૂતિ છે જપયજ્ઞ. જપયજ્ઞ વિભૂતિ છે તો જપ કોનો કરવો ? કોનું નામ સ્મરણ કરવું ? જપ યજ્ઞ છે તો એ યજ્ઞ તો આસુરી લોકો પણ અને દેવો પણ કરે. અહંકારથી કરેલા યજ્ઞથી ભેગી થતી શક્તિ આસુરી હોય છે અને અહંની આહુતિ આપીને જે યજ્ઞ થાય અને તેથી ભેગી થતી વ્યક્તિ દૈવી હોય છે. ત્યાં દેવીનું અવતરણ થાય છે. નવરાત્રિમાં ગરબી થાય છે. રાજા અને રંક – બધા જ એક સાથે ગરબી ગાય છે. ત્યાં અહંકારનું વિસર્જન થાય છે અને જ્યાં જ્યાં અહંકારનું વિર્સજન થાય એને જપયજ્ઞ કહે છે. પણ થાય છે એવું કે આ જપયજ્ઞમાં પણ અહંતા અને મમતા આવી જાય છે. જીવ ત્યાં છેતરાઈ જાય છે. મારા દેવતા કૃષ્ણ છે, તેથી. કૃષ્ણના નામનો જપ કરું છું અહીં જીવ ફસાઈ જાય છે. જ્યાં અહંતા, મમતા આવે, તેમાં આગ્રહ આવે ત્યારે એ જપતપ આસુરી થાય છે.

આસુરીનો ત્યાગ થાય ત્યારે દૈવી શક્તિનું અવતરણ થાય છે. એટલા માટે આ દેવીના એક હાથમાં માળા છે અને એક હાથમાં કમંડળ છે. માળાથી જપયજ્ઞ કરવાથી આસુરી શક્તિનો ક્ષય થાય છે. સાધુઓ કમંડળ રાખતા હોય છે. શરીરને પીવા માટે પાણી જોઈએ. 'તરસ બુઝાવા માટે જેના માધ્યમ દ્વારા પાણી આવે એને કમંડળ કહે છે.' કમંડળનું પાણી પીવા માટે હોય અને અન્ય ને પીવડાવવા માટે હોય, પણ પાણીનો પરિગ્રહ ન થાય. સંસારી જીવ પરિગ્રહવાળો છે. તે પરિગ્રહ કરે, પણ સાધુ પરિગ્રહ ન કરે. એ જાણે છે કે ચારે બાજુ ગંગાનો પ્રવાહ વહેતો હોય છે. એમાંથી કમંડળ દ્વારા પાણી લાવીને પોતાની તરસ બુઝાવી દે છે. આ પ્રક્રિયામાં જીવનું રૂપાંતરણ થાય છે, એની ચર્ચા બ્રહ્મ તરફની થાય છે. આ માટે જે શક્તિ જોઈએ અને એ શક્તિ છે બ્રહ્મચારિણી. બીજા નોરતે એ શક્તિનું આવાહન કરવામાં આવે છે. 'દેવીની કૃપા માટે પ્રાર્થના કરવામાં આવે છે કે : હે દેવી ! મારી દિનચર્યાનું લક્ષ્ય બ્રહ્મ તરફ રહે તેવી કૃપા કરો.'



# ચંદ્રઘંટા



**पिण्डज प्रवरारुढ चण्डकोपास्त्रकैर्युता ।**
**प्रसादं तनुते मह्यं चन्द्रघण्टेति विश्रुता ।।**

**ભાવાર્થ : હે દેવી ચંદ્રઘંટા, વાઘ ઉપર સવારી કરનાર, શત્રુઓના કાળ સમાન, જેમણે દસ હાથોમાં અસંખ્ય આયુધો ધારણ કર્યા છે તેવા મારા પર કૃપા વરસાવો.**

''ત્રીજા નોરતાની દેવી છે ચંદ્રઘંટા''

આપણા ચિતની વૃતિ અંતર્મુખ બની જાય એ વખતે આ શક્તિ પ્રગટ થાય છે. આ વિષય થોડો મુશ્કેલ છે. હૃદયમાં ભાવ હોય તો દેવીના રહસ્ય ઊઘડે. ગંગાસતીએ કહ્યું છે કે : ''મેરુ તો ડગે પણ જેના મનડા ન ડગે.'' આ કાવ્યાત્મક અભિવ્યક્તિ છે. ડગે એને મેરુ ન કહેવાય. પરંતુ કદાચ મેરુ ડગી જાય તો પણ મનડું ન ડગે.

જુના વખતની એક વાત, અંદાજે ઓગણીસો અડસઠની સાલની વાત છે. ઓશો–આચાર્ય રજનીશજી પોરબંદર આવેલા. ત્યાં પ્રવચન આપતા તેનાથી ભલભલાનાં લાગણીતંત્ર હાલી જતાં એક ભાઈ એ પ્રશ્ન કર્યો કે તમારા પ્રવચનોથી અમારી શ્રદ્ધા ડગી જાય છે અને બધા ધર્મોના પાયામાં શ્રદ્ધા તો હોવી જરૂરી છે. તમે ધર્મ અને ધ્યાનની વાતો કરો છો. તમે તો પાયામાં જ ઘા કરો છો. ઓશો પાસે સ્પષ્ટ દર્શન હતું ઓશો કહ્યું કે : 'જે ડગી જાય એને તમે શ્રદ્ધા કહો છો ? જ્યાં સુધી અંદર કંઈક હલબલે છે ત્યાં સુધી શ્રદ્ધા નથી. ખરી શ્રદ્ધા ક્યારેય હલબલે નહીં...' વાત સીધી અને સરળ હતી. બધાના મનનું સમાધાન થઈ ગયું. એ રીતે અંદર સ્વાધ્યાયની શરૂઆત થઇ ગઈ.

'મેરુ એટલે પર્વત' અને 'પર્વતની પુત્રી એટલે શૈલપુત્રી.' પહેલા નોરતે આપણા ભિતરમાં આ શક્તિનું અવતરણ થઈ ચૂક્યું છે. એ શક્તિને કોઈ ડગમગાવી ન શકે. દક્ષ પ્રજાપતિને ત્યાં સતીનો જન્મ થયો. દક્ષ એટલે ઈન્ટેલિજન્સ. દુનિયાદારી ડહાપણમાંથી જન્મેલી શક્તિ. આ શક્તિમાં થી હોશિયારી આવે છે. અને એ હોશિયારી હંમેશાં શિવનો વિરોધ કરે છે. આ દક્ષ યજ્ઞ કરે છે. યજ્ઞ એટલે સોશિયલ વર્ક. તેમાં શિવને આવાહન નહીં, તેમાં શિવની હાજરી નહીં. યજ્ઞમાં શિવને આમંત્રણ ન હતું. અગાઉ જોયું તેમ પ્રજાપતિની પુત્રીને યજ્ઞની વેદીમાં બળી જવું પડે છે. પછી એ પુત્રીનો નવો અવતાર થાય છે હિમાલયને ત્યાં.

'હિમાલય એટલે હિમનો આલય જ્યાં છે.' 'આપણા ચિતમાં એક સ્થાન છે જ્યાં જરા પણ ઉકળાટ નથી. આ સ્થાનને સોમ કહે છે.' શિવના મસ્તક પર ચંદ્ર છે. આ ચંદ્ર પૃથ્વીના ચંદ્ર જેવો નથી. શિવના મસ્તક પરનો ચંદ્ર જુદો છે. એને માટે તપ કરવું પડે. શૈલપુત્રી જે બીજું સ્વરૂપ ધારણ કરે છે એ છે બ્રહ્મચારિણીનું. "તત્વના રૂપે શક્તિ એક જ છે. પણ ક્રિયાના સ્વરૂપની રીતે એનાં નવ સ્વરૂપ છે, જેને નવદુર્ગા કહે છે." બ્રહ્મચારિણી બ્રહ્મ સાથે સંબંધ ધરાવે છે. બહ્મ સાથે જેનો સંબંધ થાય એમના ચિતની વૃતિ બ્રહ્માકાર થઈ જાય. પછી એ જે કંઈ કરે તે યજ્ઞ કર્મ જ હોય. ચિત શાંત થઈ જાય તે અવસ્થા બ્રહ્મચારિણીની છે.

પછી 'ત્રીજી શક્તિ પ્રગટે છે. આ શક્તિને ચંદ્રઘંટા કહી છે.' આપણે આપણી જાતને જાણતા નથી. ગંગાસતી પાનબાઈને કહે છે કે : 'જાણી લે જીવની જાત.' શ્રી રમણ કહે છે કે : 'નો ધાય સેલ્ફ.' વ્યવહારમાં જીવ સ્થિર રહેતો નથી. તેને એકલું ગમતું નથી. તે જ્યારે આત્મસ્થ થાય છે ત્યારે એક મોજ–મસ્તી આવે છે.

પહેલાં જે શક્તિનું અવતરણ થાય છે તે શૈલપુત્રી. આ શક્તિ અચ્યુત એટલે સ્થિર છે. આપણો જીવ તો ભટક્યા કરે છે. પછી આવે છે. બ્રહ્મચારિણી આપણે તો સદાચારી પણ નથી, વ્યભિચારી છીએ. અહંકારની બધી ક્રિયાઓ કર્મ છે,

એ વ્યભિચારી વૃતિનું પરિણામ છે. ચિતની વૃતિ બહાર ન ભટકતાં એકાગ્ર થાય ત્યારે વ્યભિચારીમાંથી બ્રહ્મચારિણી થાય. શક્તિ કોઈ એકને વરે એ સતી કહેવાય. અહીં સતી છે એ શિવને વરે છે. તે પતિવ્રતા થઈ પણ વરવાને હજી વાર છે ત્યારે વચલું સ્ટેજ છે તે 'ચંદ્રઘંટાનું ત્રીજું નોરતું ચંદ્રઘંટાનું લક્ષણ છે : પિંડજ.' આ શબ્દ આપણા માટે અટપટો છે. પ્રકૃતિમાં જીવ ચાર રીતે ઉત્પન્ન થાય છે. બીજી રીતને ઉદબીજ કહે છે. સમગ્ર વનસ્પતિ સૃષ્ટિ ઉદબીજ છે. ત્રીજી સૃષ્ટિ ઈંડામાંથી ઉત્પન્ન થાય છે, તેથી તેને અંડજ કહે છે માછલી, પક્ષીઓની સૃષ્ટિ અંડજ છે. ચોથી સૃષ્ટિને જરાયુજ કહે છે. 'જરાયુજ એટલે ઓળમાંથી જે ઉત્પન્ન થાય છે.' બચ્ચું માના ગર્ભમાં નાભિ સાથે ઓળથી પોષાઈને મોટું થાય છે અને પછી જન્મે છે. મનુષ્ય અને પ્રાણીસૃષ્ટિ જરાયુજ છે. પ્રાણી, પશુ, સર્પ જેવા જીવ જરાયુજ પ્રાણી છે એ પિંડજ કહેવાય.



પિંડજ એટલે જે પિંડમાંથી જન્મે છે. અન્નમય કોષથી માંડીને આનંદમય કોષ સુધીને પિંડ કહે છે અને પિંડમાંની જન્મે એને આપણે દ્વિજ કહીએ છીએ. એને એસેન્સિયલ સેલ્ફ એટલે જીવાત્મા પણ કહે છે. તપ, સ્વાધ્યાય અને ઈશ્વર પ્રણિધાનમાંથી તે જન્મે છે. જીવનો સંબંધ જ્યારે શિવ સાથે થાય ત્યારે શક્તિનું અવતરણ થાય. એ શક્તિ આપણા ભિતરમાં પ્રગટ થતી નથી કારણ કે આપણું લક્ષ્ય નિશ્ચિત નથી. આપણને આપણા લક્ષ્યની ખબર જ નથી. આ તો એવું છે કે બસ સ્ટેન્ડ પર બેઠા હોઈએ અને બસ આવે તેમાં બેસી જઈએ. ક્યાં જવું તેની ખબર નથી અને બસમાં ચઢી જઇએ, એવી વાત છે.

'મહાકાળીની શક્તિ છે મહાકાળ.' આ મહાકાળીની શક્તિ નરમુંડ માલા બનાવે એ પહેલાં એના સ્વરૂપની પૂજા કરીને આવાહન કરી શકાય. એ શક્તિના નવરૂપ છે.

માના ગર્ભમાં ભૌતિક દેહ બંધાય છે. આપણી અંદર પણ એક પિંડ બંધાય છે, તે આપણી પ્રકૃતિના ગર્ભમાં બંધાય છે. આપણી પ્રકૃતિ એ આપણો સ્વધર્મ

છે. સ્વધર્મની વિરુદ્ધ જે કંઇ કરવામાં આવે તો ત્યાં નકલી વ્યક્તિત્વનો પ્રભાવ રહે છે અને જ્યાં નકલી વ્યક્તિત્વનો પ્રભાવ હોય ત્યાં દેવીશક્તિનું અવતરણ થતું નથી. ત્યાં દૈવી શક્તિના અવતરણને બદલે આસુરી શક્તિનું આક્રમણ થાય છે. આસુરી શક્તિ વિવિધ સ્વરૂપે આક્રમણ કરે છે. જે પ્રકારની આસુરી શક્તિ હોય એ પ્રમાણે દૈવીશક્તિના અવતરણ માટે દૈવીપૂજા કરવી જોઇએ.

'જીવને શું જોઇએ છે ?' સામાન્ય રીતે જીવ ઉપર સામાજિક વ્યવહારો, ભૌતિક પદાર્થોની ઉપલબ્ધિ અને માલિકી, પદ, પ્રતિષ્ઠા, સુખ સગવડો જેવી બાબતોનો પ્રભાવ પડતો હોય છે જેને ગુર્જિએફ પ્રભાવ 'એ' કહે છે. આ બધા આસુરી શક્તિના પ્રભાવ છે. તેની સામે પ્રભાવ 'સી' નો ફોર્સ દૈવી શક્તિનું કામ કરે છે. આપણે કહીએ છીએ કે મારો અંતરાત્મા આમ કહે છે. મારા આત્માનો અવાજ આવો છે. ત્યાં એવું પણ કહે છે કે આત્મા ભ્રષ્ટ થઈ ગયો છે. અંતરાત્મા કદી ભ્રષ્ટ થઇ શકતો નથી, પણ એના ઉપર શૈતાનનું આવરણ આવી જાય છે. કોઇ કહે કે મારો આત્મા આમ કહે છે. આ જે શક્તિ છે એ શક્તિ પિંડજ નથી. એ તો વ્યક્તિત્વમાંથી જન્મેલી શક્તિ છે.

સંગીત છે દૈવી શક્તિ છે. સંગીત એ ઈન્દ્રિયજન્ય છે. એમાંથી ભાવ પ્રગટ થાય છે. તાનસેન અને બૈજુ બાવરા મહાન સંગીતકાર હતા, ભાવમાં બાવા હરિદાસનું સ્થાન ઘણું ઊંચું હતું એમનું સંગીત ભાવજન્ય હતું. ભાવજન્ય સ્થિતિમાંથી સંગીત જ્યારે આગળ જાય છે ત્યારે વૈખરી સૂર મટી જાય છે. મધ્યમાં

તે મધ્યમાં શાંત થઇ જાય છે. આમ થાય ત્યારે સંગીતના સૂર અને તાલની વચ્ચે જે ગેપ છે એ સમજમાં આવે છે. એ પછી શૂન્યનો નાદ સંભળાય છે, જેને અનાહત નાદ કહે છે. આ નાદ જ્યારે સંભળાય છે ત્યારે ચંદ્રઘંટા દેવી પ્રગટ થાય છે. ચંદ્ર એટલે લાઇટ–અવેરનેસ. 'આપણે પણ ચંદ્ર છે, એને મન કહે છે.' શ્રી તાવરિયાજી એને ઇન્ડીવિઝ્યુઅલ માઇન્ડ કહે છે. આ આપણું જે મન છે એ કન્ડિશન્ડ એટલે કે સંસ્કારિત છે. એમાં ''મારું–તારું'' આવી જાય છે.



ચિત જ્યારે દેવીને શરણે થઈ જાય છે ત્યારે ચંદ્રઘંટા પ્રગટ થાય છે. 'ચંદ્રઘંટા એટલે ચંદ્ર ઘંટાકાર છે.' ઘંટ એક આકૃતિ છે. મંદિરમાં ઘંટ લટકાવવામાં આવે છે. એ એટલા માટે કે ચંદ્રઘંટા દેવીનું અવતરણ થાય. ઘંટમાં એક નાદ પ્રગટ થાય છે. ઘંટનો નાદ પ્રગટ કરી આંખો બંધ કરીએ એટલે અંદર શિવલિંગનો પ્રતિધ્વનિ થાય. જ્યારે ચંદ્રઘંટા દૈવીનું પ્રગટીકરણ થાય ત્યારે એના આશિર્વાદ મળતા હોય છે, પરંતુ આશિર્વાદ એમ ને એમ મળતાં નથી, એના માટે ભિતરમાં તીવ્ર પ્યાસ અને ભાવ જોઈએ. આપણે તો બધી પ્રવૃત્તિ અધકચરી રીતે કરીએ છીએ. આપણી પૂજામાં પણ પૂરું ધ્યાન હોતું નથી. આપણી એવી કઈ પ્રવૃત્તિ છે જેમાં તીવ્રતા અને સમગ્રતા હોય છે ? કામમાં, ક્રોધમાં, કીર્તિ કે કંચનમાં જે તીવ્રતા કે સમગ્રતા હોય છે એવી તીવ્રતા–ઈન્ટેન્સીટી હોવી જરૂરી છે. આપણા ચિતની વૃતિ સંપૂર્ણપણે અંતર્મુખ થાય અને દૈવી શક્તિ માટે અંદર ભાવ સમગ્રતાથી જાગે એ વખતે આ દૈવી શક્તિ પ્રગટ થાય છે. અંદર પ્રગટ થતી આ શક્તિ છે તે ચંદ્રઘંટા હોય છે, અંદર એનો નાદ ગુંજવા લાગે... આ નાદ ઘંટના નાદ જેવો હોવાથી તેને ચંદ્રઘંટા કહેલ છે. નવરાત્રનું નોરતું એ દેવી ચંદ્રઘંટાનું છે.

# કૂષ્માંડા



**सुरासम्पूर्ण कलशं रुधिराप्लुतमेव च ।**
**दधाना हस्तपद्माभ्यां कूष्माण्डा शुभदास्तु मे ।।**

**ભાવાર્થ : હે દેવી કૂષ્મંડા જેઓએ બે પાત્રોમાં મદીરા તથા રૂધીર એમના કમળરૂપી હાથોમાં ધારણ કર્યા છે, મારા પર કૃપા વરસાવો.**

'ચોથા નોરતાની દેવી છે : કૂષ્મંડા.'

આ શક્તિને સમજવા માટે થોડીક વાતો કરીએ. જુનાગઢમાં આચાર્ય રજનીશ–ઓશોની શિબિર હતી. ત્યાં જવા માટે મા યોગ મીરાંનું આમંત્રણ હતું. મનોરંજન ગેસ્ટ હાઉસમાં આચાર્યશ્રીનો ઉતારો હતા. ભાવવિભોર અવસ્થામાં ત્યાં પહોચતાં મા યોગ મીરાં આચાર્યશ્રી પાસે લઈ ગયા. માએ પરિચય આપ્યો કે : 'આ ભાઈ માધવપુરથી આવે છે. મારા સાચા મિત્ર છે.' આચાર્યશ્રીએ દૃષ્ટિ ઉઠાવી. એમની સામે જોયું. બોલ્યા કે : 'મિત્ર ભી સચ્ચે ઔર જુઠે હો સકતે હૈ ?' આ એક પદાર્થ પાઠ હતો. તે વખતે ત્યાં એક ગાંધીવાદી કાર્યકર સાથે આચાર્યશ્રી ચર્ચા કરી રહ્યા

હતા. વાત હતી : ‘‘ગાંધીજી દરેક કામ સ્વાર્થ રહિત જાતે કરતા.’’ જાતે કરવાનો આગ્રહ આવે છે ત્યારે સંપતિની વૃદ્ધિ થતી નથી. પશ્ચિમમાં અત્યારે આટલી બધી સમૃદ્ધિ છે, પૈસો છે. એનું કારણ એ છે કે ત્યાં શક્તિમાન લોકો પોતાનો શક્તિને ક્યાં, કેવી રીતે બચાવવી તે સારી રીતે જાણે છે. શક્તિ બચે છે તેનો ઉપયોગ ધંધો અને આયોજનમાં લગાડે છે. નાના કામની મજૂરી માં થી બચેલી શક્તિનો વધુ સારો ઉપયોગ કરતાં તે સારો મેનેજર બને છે. આ મેનેજરમાં ધંધાની વૃદ્ધિ કરવાની શક્તિ છે, અને તેના ઉપયોગ થી માલિક મુક્ત રહી શકે છે. આ માલિક તેની બચેલી શક્તિના ઉપયોગથી બીજી એક ફેકટરી ખોલશે. પરિણામે એની મૂડી વધતી જશે.

ઓશોએ યોગસૂત્રના પ્રવચન શરૂ કર્યા ત્યારે એક સૂત્ર આપેલું...‘‘માઈન્ડ ઈઝ એ વેરી ગુડ મેનેજર અને માઈન્ડ ઈઝ એ વેરી ગ્રેટ માસ્ટર.’’ આપણા મનની સાથે કઈ રીતે કામ લેવું એની આપણને ખબર નથી. મનનું ધાર્યું આપણે કરીએ છીએ કે આપણું ધાર્યું મન કરે છે ? અત્યારે આપણું મન આસુરી શક્તિથી ઘેરાયેલું છે. આપણા મનની અંદર ક્રોધ છે, કામ છે, ઈચ્છાઓ, અપેક્ષાઓ, અને પૂર્વગ્રહો છે. એમાં અનેક પ્રકારની ગાંઠો પડેલી છે. અને જીવ જ્યારે એ મનનું ધાર્યું કરવા જાય છે ત્યારે આસુરી શક્તિના શાસન નીચે આવી જાય છે અને તે દુઃખી થાય છે. એ વખતે એને ભાન નથી હોતું. સંસારની સમસ્યાઓ માટે બેહોશીમાં નિર્ણય લે છે. બેહોશીમાં લીધેલા નિર્ણયો સાચા હોતા નથી. ઘણા આવેશમાં આવીને આશ્રમજીવન સ્વીકારે છે. અને પછી આશ્રમ છોડીને ભાગી જાય છે. કોઈ પણ સાધક કે વ્યક્તિ જ્યારે સામાજિક જીવન–લાઈફ ફોર્સથી ધરાઈ જાય અને વર્કફોર્સ–સાધનાના ક્ષેત્રમાં પ્રવેશે તે જ ટકી જાય છે.

જીવનમાં આઘાત–પ્રત્યાઘાતના અનુભવમાંથી એક સમજ આવે છે કે જીવન આવું જ છે. આ સમજ આવે એ પછી જ નોરતાની રાત શરૂ થાય છે. એ પહેલાં નોરતાની રાત આવતી નથી. ‘વર્ક ફોર્સમાં એક માસ્ટર થઈ ગયા : પાઇથાગોરસ.’ કોઈ પણ કામના એણે ત્રણ વિભાગ પાડ્યા : ‘પહેલું પ્યોરીફિકેશન, બીજું પ્રિપરેશન અને ત્રીજું પર્ફેકશન.’ બજારમાંથી શાક લાવ્યા. પહેલા તેને સુધારીને સાફ કરવું પડે. પ્રોસેસ ઓફ પ્યોરીફિકેશન. પછી ચૂલો પેટાવીને, તપેલીમાં પાણી સાથે તેની ઉપર મૂકવું પડે. એ થયું પ્રિપરેશન. પછી એ શાક બફાઇને પાકીને જમવા યોગ્ય તૈયાર થયું પર્ફેકશન. પર્ફેકશન પછી જ ભોજન કરાય.

બહાર જે પ્રક્રિયા થાય છે એવી જ પ્રક્રિયા આપણા ભિતરમાં થાય છે. આ જ પ્રક્રિયા નવ નોરતામાં છૂપાયેલા છે. ‘‘પહેલા ત્રણ નોરતા છે શુદ્ધિકરણ

પ્યોરીફિકેશન માટે. બીજાં ત્રણ નોરતાં છે પ્રિપરેશન માટે અને છેલ્લા ત્રણ નોરતા છે પર્ફેક્શન માટે.'' પ્યોરીફિકેશન એટલે કે શુદ્ધિકરણની શરૂઆત થાય છે પહેલી શક્તિ શૈલપુત્રીથી. શૈલપુત્રી દક્ષ પ્રજાપતિની પુત્રી હતી, જેણે અગ્નિમાં પોતાની જાતની આહુતિ આપી દીધી. સાધનામાં લાઈફ ફોર્સની બધી આવડત એક બાજું મૂકવી પડે છે. વ્યવહારું માણસ ઈન્દ્રિયજય અને મનોજય ન હોય. અહીં આશ્રમમાં ઘણા હોશિયારી કરતા હોય છે. પણ આ હોશિયારીમાં ઈર્ષા અને અધિકાર ભાવ છૂપાયેલો હોય છે. દલીલબાજીથી સત્ય સાબિત થતું નથી. સત્ય પ્રગટ થાય છે દૈવી શક્તિથી અને આપણે ગમે તે કરીએ, ''જીવની જે આસુરી શક્તિ છે, આસુરી શક્તિ સાથે જે એકરૂપતા–તાદાત્મ્ય થયું છે તેની આહુતિ દેવી પડે છે. ખરા અર્થમાં દિક્ષા એને કહેવાય.''

ઓસ્પેન્સ્કી એક નિષ્ઠાવાન મહાન પત્રકાર હતો. તેણે એક પુસ્તક લખેલું. નામ હતું ''ટર્શીયમ ઓગેનમ.'' એ વખતે એ પુસ્તક અત્યંત મૂલ્યવાન હતું, જેને ખરીદવા માટે ઓશોએ એક મહિનાનો પગાર આપી દીધો હતો. આ પુસ્તકના અર્થ જ્યારે ગુર્જિએફે પ્રગટ કર્યા ત્યારે ઓસ્પેન્સ્કી ચકિત રહી ગયો. તે 'ગુર્જિએફ પાસે જ્ઞાન મેળવવા વિનંતી કરે છે : ગુર્જિએફ તો માસ્ટર હતા. તેમણે કહ્યું કે : તું મોટો પત્રકાર છે પણ મારી પાસે એટલો સમય નથી કે તારી સાથે ચર્ચા કરું.' ઓસ્પેન્સ્કીને એક કોરો કાગળ આપે છે અને કહે છે કે : 'તને જે વસ્તુ સમજાઈ ગઈ હોય, તેનું લિસ્ટ આ કાગળમાં કરી લાવ. તે પછી બાકીની વસ્તુ તને સમજાવું.' ઓસ્પેન્સ્કી એક રૂમમાં બેસીને લખવાનો પ્રયાસ કરે છે, પરંતુ કશું જ લખી શકતો નથી. તે કોરા કાગળ સાથે પાછો આવે છે. પહેલીવાર તેને ભાન થયું કે વાસ્તવમાં તે કશું જ જાણતો નથી. અને પછી સ્વાધ્યાયની શરૂઆત થાય છે. માસ્ટરની આ અદ્ભુત રીત હતી. ગુર્જિએફ હસીને કહે છે કે : 'હવે તારી સાથે વાત થઈ શકશે.'

વાત શું હતી ? ઓસ્પેન્સ્કી પોતાની અંદર ઘણું બધું ભરીને બેઠેલો જીવ હતો. જ્ઞાન હતું પણ અનુભવનું જ્ઞાન ન હતું. અનુભવ વિનાના જ્ઞાનની આહુતિ આપવી પડે છે. આ આહુતિ અપાય તે પછી શૈલપુત્રીનો જન્મ થાય છે. આપણી સ્થિતિ કેવી છે ? અત્યારે મનની અંદર જે શક્તિ છે તે જન્મી છે કન્ડીશન્ડ માઈન્ડમાંથી. દુનિયાદારીમાં બધે હોશિયારીનું ચલણ છે. શ્રીરામદુલારે બાપુ કહેતા કે : 'તમારી હોશિયારીને એક બાજુ મૂકી દો. વ્યવહારમાં હોશિયારી

ચાલે, પરંતુ આશ્રમજીવનમાં એ હોશિયારી ચાલતી નથી. એમાંથી આપણે બહાર નીકળવાનું છે.'

આપણી ઊર્જા ઠેક ઠેકાણે વેરાયેલી વેરવિખેર પડી છે. હોશિયાર માણસનું ચિત ચારેબાજુ રોકાયેલું પડ્યું હોય છે. બીજા શું કરે છે તેમાં એટેન્શન રોકાયેલું રહે છે. 'ચિત વિક્ષિપ્તતાથી ગ્રસિત હોય છે, પોતે કોણ છે ? શા માટે છે ? એની કશી ખબર જ નથી. બહાર ભટકતા, વેરવિખેર થયેલા ચિતને એકાગ્ર કરવું બહુ જ જરૂરી છે.' 'ઓશો કહે છે કે : ''બી હીયર એન્ડ નાઉ એન્ડ ટોટલી ઈન ઈટ.'' જે અસલ આશ્રમવાસી છે તે હીયર એન્ડ નાઉ, કે વર્તમાનમાં રહે છે.' અને દરેક વસ્તુના નિયમ હોય છે. તપેલીમાં પાકવા માટે ખીચડી મૂકી હોય ત્યાં દેવતાઅગ્નિ પેટાવવાનો હોય. દિવાસળી પેટાવવાથી ખીચડી ન પાકે. પણ માણસો દિવાસળી પેટાવે છે. આશ્રમજીવનમાં કેટલાકે દિવાસળીનાં પેકેટ ખાલી કરી નાખ્યાં, પરંતુ તેઓ ચૂલો પેટાવવાનું કરતા નથી. તેમાં હોશિયારી આડે આવે છે. આ રીતે શૈલપુત્રીનો જન્મ નથી થતો.

'વર્તમાનમાં રહેતા આવડી જાય, ચિત પૂરેપૂરું એકાગ્ર થાય, પહાડ જેવડું થાય, એમાં જે ઊર્જાનું પ્રગટીકરણ થાય એને શૈલપુત્રી કહે છે.' આ દેવી પ્રગટે એ પછી એને નમસ્કાર કરવા પડશે. અંદરના અહંકારને સમર્પિત કરવો પડશે. અધિકાર ભાવની આહુતિ આપવી પડશે. આમ થશે તો હવે શૈલપુત્રી કામ કરશે.

પહેલા નોરતે પ્રગટ થાય છે તે ઊર્જા છે શૈલપુત્રી. બીજા નોરતે પ્રગટ થાય છે તે બ્રહ્મચારિણી. ત્રીજા નોરતાની દેવી છે ચંદ્રઘંટા. ત્રીજી દેવીનું અવતરણ થાય તે પછી 'ચોથી દેવીનું અવતરણ થાય છે : તે છે કૂષ્માંડા દેવી.' 'સુરા, કળશ સાથે આ દેવીનું વાહન છે સિંહ.' લાઈફ ફોર્સ એટલે જીવનની ધારા. લાઈફ ફોર્સની ઊલટી છે વર્ક ફોર્સની ધારા. ધારાને ઉલટાવી નાખવામાં આવે તો જે થાય તે રાધા. આ એક સંજ્ઞા છે. કૂષ્માંડા દેવી સિંહવાહિની છે. એનાથી અંદર ક્રિએશન થાય છે. અંડનું ક્રિએશન થાય છે સુરાથી. સુરાનો સાદો અર્થ થાય છે મદિરા. સુરા છે સુપ્રિમ–પરમ સતા. જ્યારે હાથમાં સતા આવે છે ત્યારે મદ ચઢે છે અને એનો નશો ચઢે છે. બહારનો નશો શરાબ પીવાથી ચઢે છે, એ એક અર્થ છે. અહીં અંદરના નશાની વાત છે.

'કૂષ્માંડા દેવી અષ્ટભુજા છે. એક હાથમાં કળશ છે અને એક હાથમાં કમંડળ.' દેવી બ્રહ્મચારિણીના હાથમાં કળશ નથી, માત્ર કમંડળ છે કારણ કે એની પાસે

શક્તિ આવ–જા કરે છે. શક્તિનો સંચય કરવાની હજી પાત્રતા નથી. સંસારી જીવ કરે તો શું કરે ? એનાથી ગોડાઉન થાય, મંદિર ન થાય. અહીં તો દેવીનું મંદિર કરવાનું છે. જ્યાં તેનું અવતરણ થાયે તો દેવીના અવતરણ માટે હવે કળશની આવશ્યકતા છે. કળશ ભરેલો છે સુરાથી. એની અંદરનું ચિતાકાશ મદમસ્ત રસથી ભરેલું છે–ક્ષુધા રસથી.

જ્યારે કૂષ્માંડા દેવી પ્રગટ થાય છે ત્યારે અંદર સર્જન થાય છે. કોઈ પણ ક્ષેત્રમાં એ પ્રગટ થાય છે. એને સેવવી પડે છે. ઊષ્મા અને હૂંફ દેવી પડે છે. આ હૂંફને સંસારી માણસો ભાવદ્રવ્ય કહે છે. 'ભાવદ્રવ્ય એટલે ?' 'આપણે સંસારી માણસો કહીએ છીએ કે તું ગભરાઈશ નહીં, હું બેઠો છું.' ઓશો પાસે સંન્યાસ દીક્ષા લેવાની હતી પણ પાસે જવાની હિંમત ન હતી. ઓશોએ પૂછ્યું કે : 'ક્યા ઈરાદા હૈ ?' મેં કહ્યું કે 'અભી મેરી પાત્રતા નહીં હૈ.' ઓશો તો માસ્ટર હતો તેમણે વચન આપ્યું કે 'તું ઈસકી ફિક્ર છોડ દે,' અને વાત પુરી થઈ ગઈ એક વાક્યની અંદર ઊષ્મા આપી દીધી. જીવનમાં ઘણા એવા પ્રસંગો આવ્યા છે જેથી એમ થાય કે મરાઈ ગયા. એવા વખતે એ વાક્ય યાદ આવે કે ઈસકી ફિક્ર છોડ દે, તે સાથે તરત જ બહ્મચારિણી યાદ આવે અને ગુરુ સાથે સુરતા લાગી જાય. ગુરુ સાથે સુરતા લાગતાં તરત જ કંઈ ને કંઈ નવા કામનો ઉઘાડ થાય.

'જે જે કંઈ સર્જન થાય એ હસતાં હસતાં થાય. એને કૂષ્માંડા કહે છે.' એ દેવી એ સર્જન કર્યું છે પણ હસતાં હસતાં. રોતલ જીવ છે એ સર્જન ન કરી શકે. ત્યાં દૈવી તત્વનું અવતરણ ન થાય. ઓશો વારંવાર કહેતા કે લીવ ડેન્જરસલી. કૂષ્માંડા દેવી સિંહના વાહન ઉપર સવારી કરે છે. 'આપણે ગભરાઈ એ છીએ શા માટે ? મુશ્કેલી આવી આવીને કેટલી આવે ? થઈ થઈને શું થાય ? અસ્તિત્વ તરફથી આવતું એક પણ દુઃખ એવું નથી કે જે જીવ સહન ન કરી શકે !' શ્રીરામદુલારે બાપુ કહેતા કે 'સાધનાનું સૂત્ર શું...?' "પ્રતિક્ષા અને તિતિક્ષા". દેવીની પ્રતિક્ષા કરવી પડે અને દેવી જે જે આપે તે સહન કરવાની શક્તિ જોઈએ. તકલીફોમાં જીવ રાડ્યો નાખતો હોય છે. આ રાડ્યો નાખનાર જીવન પર આસુરી શક્તિ કબજો મેળવી લે છે. સિંહ ઘેટું તો મેં મેં કરે, તરાપ ન મારે.

આપણે ત્યાં એક બાળવાર્તા છે. એક શિકારીએ સિંહનો શિકાર કર્યો. એક ભરવાડે એના બચ્ચાને લઈ લીધું. એ બચ્ચું ઘેટાં સાથે ઉછરીને મોટું થયું.

એ ભૂલી ગયું કે હું ઘેટું નહીં પણ સિંહબાળ છું. એકવાર એક સિંહ શિકાર માટે ઘેટાંનાં ટોળા ઉપર ત્રાટક્યો. ઘેટાં ભાગવા લાગ્યા, એમની સાથે પેલું સિંહબાળ પણ ભાગવા લાગ્યું. પેલા સિંહને નવાઈ લાગી. એણે તરાપ મારી સિંહબાળને પકડ્યું. તે સાથે એ સિંહબાળ મેં.. મેં.. કરવા લાગ્યું. સિંહને થયું કે આ બચ્ચાને ભાન નથી કે પોતે શું છે ? તેને પકડીને સરોવર કાંઠે લઈ જાય છે. સરોવરમાં બન્નેનાં પ્રતિબિંબ જોઈને સિંહબાળને પોતાના વાસ્તવિક સ્વરૂપનું ભાન થયું. ભાન થતાં જ ત્રાડ નાખીને તે જંગલમાં ભાગી જાય છે. આ એક બાળવાર્તા છે. 'પોતાના સ્વરૂપનું ભાન કરાવે તે છે કૂષ્માંડા દેવી.'







# સ્કંદમાતા



**सिंहासनगतां नित्यं पद्माश्रित करद्रया ।**
**शुभदाडस्तु सदा देवी स्कन्दमाता यशस्विनी ।।**

**ભાવાર્થ : હે દેવી સ્કંધમાતા, જેઓ સિંહ ઉપર કાર્તિકેય સાથે સવારી કરનાર, જેમણે બે હાથોમાં કમળ અને એક હાથમાં વરમુદ્રા ધારણ કરેલી છે, મારા પર કૃપા વરસાવો.**

નવરાત્રીનું પાંચમું નોરતું... એની દેવી છે સ્કંદમાતા.

થોડી રહસ્યમય દેવી છે. એક પૌરાણિક કથા છે. રાક્ષસો એટલે કે આસુરી શક્તિ બહુ હોશિયાર હોય છે. અસુરોને કોઈ પણ હિસાબે અજર અમર થવું છે પણ એમ બની શકે નહીં, કારણ કે તે કુદરતના નિયમની વિરુદ્ધ છે. અજય અમર તો એક માત્ર આત્મસતા–પરમાત્માની સતા છે. તારકાસુર નામનો રાક્ષસ ચાલાકી કરે છે. એને ખબર હતી કે સ્મશાનવાસી શિવે તો કામદેવને બાળી નાખ્યો છે, એટલે પુત્ર તો થાય નહીં. તારકાસુરે બ્રહ્માજી પાસે વરદાન માગ્યું કે : 'હું મરું તો શિવના પુત્રથી મરું, અન્યથા મારું મૃત્યૃ થાય નહીં.'

લોજિકલ માઈન્ડ એમ જ સમજે છે કે સ્ત્રી અને પુરુષનું મિલન થાય તો જ પુત્ર થાય. પણ શિવને તો લગ્ન જ નથી કરવાના. પછી પુત્ર શી રીતે થાય ? સામાન્ય સમજ છે કે બીજમાં વૃક્ષ છે અને વૃક્ષમાં બીજ છે. બીજ હોય તો વૃક્ષ થાય. પરંતુ વિજ્ઞાનની શોધ પ્રમાણે બી વિના કલમથી પણ ઝાડ થઈ શકે છે; એટલું જ નહીં, અત્યારે તો ટીશ્યુ કલ્ચર આવી ગયું છે, જેમાં કલમની પણ જરૂર ન પડે. આ બધું છે તો રહસ્યમય. કોઈ પણ દૈત્ય કે રાક્ષસ રહસ્યના જગતમાં પ્રવેશ નથી કરી શકતો.

સંસારી જીવ કામનાગ્રસ્ત છે. કામનાગ્રસ્ત જીવ ખાઈ–પીને મજા કરે ત્યાં સુધી ઠીક છે પરંતુ આ જીવ જ્યારે એનક્રોચમેંટ કરે છે, પેશકદમી કરે છે ત્યારે તે આસુરી શક્તિના પ્રભાવમાં હોય છે. અસુરો મૃત્યુલોક જીતી લે, અંતરિક્ષ જીતી લે, ત્યારબાદ સ્વર્ગલોક જીતવા માટે આક્રમક થઈ જાય છે. (‘ત્રિભુવન એટલે કે ત્રણ લોક :– ભુલોક, ભુવઃ લોક, સ્વઃલોક’ એટલે કે જન્મજાત, ચાલન અને કામકેન્દ્ર પર અધિકાર હોય તો અસ્તિત્વ ચલાવી લે. ભાવકેન્દ્ર પર અધિકાર હોય તો ચલાવી શકે, પરંતુ થિંકિંગ સેન્ટર એટલે કે બૌદ્ધિક–વિચારકેન્દ્ર ઉપર તો જ્ઞાનનો–ભાનનો લોક છે, દેવનો લોક છે. ત્યાં જ્યારે અધિકાર ભાવ કબ્જો કરવા માગે ત્યારે દેવતાઓ ગભરાય. પછી તો દેવીનું અવતરણ થાય, વિષ્ણુનું અવતરણ થાય.)

દેવતાઓ બ્રહ્માજી પાસે ગયા; કહ્યું કે આસુરી શક્તિ–નેગેટિવીટી સ્વર્ગમાં પહોંચી ગઈ છે. મનુષ્યના મગજમાં જ્યારે આસુરી શક્તિ પહોંચી જાય છે ત્યારે તેના મગજમાં કોર્ટ કચેરી અને એવા હિંસક વિચારો તેનો કબ્જો લે છે. એ શક્તિનો વધ કરવા માટે જુદી જુદી દૈવી શક્તિના અવતરણ થાય છે. કથા કહે છે કે શિવજીના લગ્ન તો થયા પાર્વતીની સાથે, પણ પાર્વતીનું આ રૂપ બ્રહ્મચારિણી નું હતું અને શિવપાર્વતી વચ્ચે મૈથુનક્રિયા ન થાય તો કાર્તિકેયનો જન્મ કઈ રીતે થાય? એક રહસ્યમય ઘટના થાય છે કે પાર્વતી સાથે શિવનું મિલન તો થાય છે પણ મૈથુનક્રિયા થતી નથી અને શિવનું વીર્યસ્ખલન થાય છે. એ સ્ખલનને સ્કંદ કહે છે. સ્કંદ અને સ્ખલન એ બે એક વસ્તુ નથી. પડવું અને અવતરવું એ બન્ને એક વસ્તુ નથી. સંસારી જીવને આને પરખ શક્તિ–વિવેક નથી. જીવને સ્ખલન થાય અને શિવને થાય તેને સ્કંદ કહે છે. સ્ખલન થાય છે દ્રવ્યનું જેને શુક્ર કહે છે. સંસારી જીવનું તાદાત્મ્ય શરીર સાથે વધારે હોઈ, દ્દષ્ટાભાવ ન હોઈ, શુક્રની સાથે વીર્યનું સ્ખલન થઈ જાય છે. શિવના વીર્યને વૈજ્ઞાનિક ભાષામાં સ્પિરીચ્યુઅલ વિલ એટલે કે દિવ્ય સંકલ્પ કહે છે. બ્રહ્મ નિર્ગુણ નિરાકાર છે, શૂન્ય છે. શૂન્યમાં એક તરંગ ઊઠે છે કે ‘એકોહમ્ બહુસ્યામ્.’ હું એકમાંથી અનેક રૂપ થાઉં.. સંકલ્પ તો આપણને પણ ઊઠે છે પરંતુ તેમાં કામનાઓ, વાસનાઓ વધારે હોય છે.

શ્રીમદ્‌ભગવદગીતામાં કૃષ્ણ કહે છે : ''યદા યદા હિ ધર્મસ્ય... સંભવામિ યુગે યુગે.'' ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે સાધુઓના રક્ષણ માટે હું દરેક યુગમાં પ્રગટ થાઉં છું. 'દુષ્કૃત્યોનો વિનાશ કરવા માટે અને ધર્મના સંસ્થાપન માટે જે શક્તિ જોઈએ એ શક્તિ છે નવદુર્ગા.' નવદુર્ગાની અમુક શક્તિ સાધુનું રક્ષણ કરે છે, અમુક શક્તિ અસુરોનો નાશ કરે છે. આપણી અંદર વિચારો–ખરાબ વિચારો આવે છે, પણ કંઈ થઈ શકતું નથી. ક્રોધ આવે છે, કંઈ થઈ શકતું નથી. આપણી પાસે શક્તિ જ નથી એટલે ક્યાંથી કંઈ થઈ શકે?

ધર્મસંસ્થાપન કરવું છે તો બ્રહ્મચારિણી શક્તિ ધર્મસંસ્થાપન માટે છે. મહાગૌરી ધર્મ સંસ્થાપન માટે છે. કાલરાત્રી દુષ્કૃત્યોના વિનાશ માટે છે. આ બધી જુદી જુદી શક્તિઓ છે. આજે પાંચમાં નોરતાની શક્તિ છે 'સ્કંદ માતા.' સ્કંદ માતા સિંહાસનગતા... સિંહાસન આરૂઢ એક શક્તિ છે, અને સિંહાસનગતા બીજી શક્તિ છે. આરૂઢ એટલે સ્ટેટીક એનર્જી અને ગતા એટલે કાયનેટીક એનર્જી. આપણે બજારમાંથી બેટરી લઈએ છીએ તેમાં પૈસા તો અંદર રહેલા પાવરના આપીએ છીએ, ખાલી ખોખાના નહીં. સિંહાસનરૂઢ એટલે ચાર્જડ બેટરી... પાવર સાથેની બેટરી. પાવર એ એનું પિંડ છે અને પિંડ જેણે બાંધ્યું છે એને કુશમંડા શક્તિ કહે છે... રકતરંજિત પ્લવિત રુધિરાપ્લવિત–લોહીથી તરબોળ થયેલી. આપણા સ્થૂળ શરીરમાં લોહી છે અને સૂક્ષ્મ શરીરમાં પણ એક લોહી છે. દેવી જ્યારે રાક્ષસનો વધ કરી નાખે છે ત્યારે એના લોહીથી સ્નાન કરે છે એ શક્તિ. છાતી પર ચઢીને લોહી પીવે એ કુષ્મંડા દેવી. એક અર્થમાં પ્રેગ્નન્સીની શરૂઆત થાય છે ત્યારે કુષ્મંડા દેવી છે અને પ્રેગ્નન્સી જ્યારે રહી જાય છે ત્યારે એ દેવી છે સ્કંદ માતા.

શિવનું વીર્ય ખરે છે. શિવનું વીર્ય ખરે, કારણ કે એ તો શાશ્વત છે. એ કાળના પ્રવાહ માં વિલીન ન થાય. એ દિવ્ય સંકલ્પ છે. ગંગાના પ્રવાહમાં...કાળના પ્રવાહમાં વહેતા વહેતા એ વીર્યબીજની અંદર અંકુર ફૂટે છે. તે બાળસ્વરૂપ ધારણ કરે છે. અવ્યક્તમાંથી વ્યક્ત બને છે. છ કૃતિકા એને પોષણ આપે છે. ગુર્જિએફની સિસ્ટમમાં એને છ પ્રોસેસિસ કહે છે. પહેલી પ્રોસેસ એટલે જન્મ અને મૃત્યુ. જે જન્મે છે તે મરે છે. દેહની સાથે તાદાત્મ્ય હોવાના કારણે આ આખી પ્રોસેસ–પ્રક્રિયા આપણને દેખાતી નથી. આપણી જિંદગી વિચારોમાં વહી જાય છે, તેથી દેખાતું નથી. આપણે ખોરાક ખાઈએ છીએ અને ટોઈલેટમાં મળત્યાગ કરીએ છીએ. આ બેની વચ્ચે થતી પાચનક્રિયાની પ્રક્રિયા દેખાતી નથી. એક શક્તિ મેળવાય છે અને એક શક્તિ ખર્ચાય છે. આપણે તેને જોઈ શકતા નથી.

બુદ્ધ તેમના ભિક્ષુને કહેતા કે તમારા શ્વાસને જુઓ. આ શ્વાસને જોવા માટે ભિક્ષુ થવાની જરૂર નથી. વિપશ્યના માટે પૈસા ખર્ચીને શિબિરમાં જવાની જરૂર નથી. ઘેર બેઠા બેઠા શ્વાસને જોઈ શકાય છે. શ્વાસ ઠંડો કે ગરમ તેની પણ આપણને ખબર પડતી નથી. જમણું નસકોરું ચાલતું હોય તો શ્વાસ થોડોક ગરમ હોય છે અને ડાબું નસકોરું ચાલતું હોય તો શ્વાસ ઠંડો હોય છે. આ બધી સંભાવના માણસની ભિતરમાં છે.

સિંહાસનગતા સ્કંદ માતા...સ્કંદ માતા છે એને માતા કહી છે. માતાનો અર્થ છે જે સ્કંદને પાળે, પોષે અને જન્મ આપે. દૈવી જીવ હોય છે એને જન્મ આપનાર માતા કોઈક હોય અને ધવરાવીને પોષણ આપનાર બીજી કોઈક હોય.

ગુર્જિએફની સિસ્ટમ પ્રમાણે જન્મજાત કેન્દ્ર, ચાલનકેન્દ્ર, વિચારકેન્દ્ર, ભાવકેન્દ્ર આને કામકેન્દ્ર—આ બધા કેન્દ્રો ભેગા હોય એવા જીવો લો ગ્રેડના—નિમ્ન પ્રકારના હોય છે. જેમકે ઈયળ છે એમાં બધા જ કેન્દ્રો ભેગા જ હોય છે. જેમ જેમ ઈન્દ્રિયો અલગ થતી જાય તેમ તેમ ઉત્ક્રાંતિની પ્રક્રિયા આગળ વધતી જાય. મનુષ્ય છે તે ઉત્ક્રાંતિમાં એક ઊંચી અવસ્થાએ પહોંચ્યો છે. એનામાં ચાર સેન્ટર્સ—કેન્દ્રો છે – વિચારકેન્દ્ર, ભાવકેન્દ્ર, જન્મજાત કેન્દ્ર અને ચાલનકેન્દ્ર. આ ઉપરાંત કામકેન્દ્ર છે. દરેક કેન્દ્ર એકબીજી ઉપર પ્રભાવ પાડે છે. એકબીજા ઉપર પ્રભાવ પાડ્યા સિવાય સ્વતંત્ર રીતે એની મેળે ચાલે તે છે સાધનાની પ્રક્રિયા—સ્કૂલવર્ક. વિચાર એટલે વિચાર જ ચાલે. આપણી સ્થિતિ કેવી છે ? રમતા હોઈએ ત્યારે ભણવાનો વિચાર આવે છે અને ભણતા હોઈએ ત્યારે રખડવાનો વિચાર આવે છે. એક પણ કેન્દ્ર જોડાયેલા બીજા વિચાર વિના કામ કરી શકતું નથી. જીવની આવી હાલત કેમ છે ? કારણ કે શક્તિનો અભાવ છે. સ્કંદ માતા તો બહુ ઊંચી અવસ્થા છે. આપણામાં નવદુર્ગામાંથી એક પણ શક્તિ જ નથી.

છ પ્રક્રિયા છે જેને કૃતિકા કહે છે. જન્મ અને મૃત્યુ છે. ખોરાકનું પાચન અને મળ વિસર્જન છે. મૃર્ત્યુ અને પુનર્જન્મ છે. શિવનું મૃત્યુ નથી. મૃત્યુ હોય ત્યાં પુનર્જન્મ થાય. કુષ્મંડા દેવીએ પિંડ તૈયાર કર્યો. પિંડને પોષણ આપ્યું—ઘર તૈયાર કર્યું. હવે બાળક તૈયાર કરવાનું છે. આ તૈયાર થયેલા બાળકને કૃતિકા ઉછરે છે એટલે નામ આપ્યું કાર્તિકેય. સ્કંદ માતા દેવીને ચાર હાથ છે. બે હાથમાં કમળ છે. એક હાથથી કાર્તિકેયને સાચવે છે...એના ગર્ભમાં કાર્તિકેય ઊછરી રહ્યો છે અને એક હાથથી વરદાન આપે છે. એ હાથને વરદહસ્ત કહે છે. એને અભયમુદ્રા પણ કહે છે.

જંગલમાં સિંહ ચાલ્યો જતો હોય–સિંહાસનગત. સિંહ જ્યારે શિકારે નીકળે છે ત્યારે તરાપ મારે છે. આ તરાપ મારવાની જે શક્તિ છે એ છે સ્કંદમાતા. બાજ પક્ષી આકાશમાં ઊડતું હોય અને જેવો શિકાર આવે એટલે તરાપ મારીને પકડી લે. એવી રીતે મનની અંદર વિચારો તો ઘણા ચાલતા હોય છે, પરંતુ જેને જાગવું છે એ અમુક વિચાર જ્યારે આવે ત્યારે તરાપ મારીને પકડી લે છે. આ જે શક્તિ છે એ છે સ્કંદ માતા.

શ્રી રામદુલારે બાપુ ઘણીવાર ભૂરીબાઈની વાત કરતા. નાનકડું ઝૂંપડી જેવું ઘર હતું વિધવા બાઈ હતી પણ અધ્યાત્મની દૃષ્ટિએ તે શિવસ્વરૂપા હતી. એની ચેતના વિરાટ હતી. ઘરમાં નાનકડો હિંચકો હતો અને એની સામે ભીંત હતી. ભીંત ઉપર લખેલું હતું ''ચૂપ.'' ભૂરીબાઈ પાસે કોઈ જાત તો કોઈ ચર્ચા કરતા નહીં. મોટેભાગે મૌન બેસી રહેતા. અને ક્યારેક બોલે તો એમના વક્તવ્યમાંથી વેદાંતના ગૂઢ રહસ્યો પ્રગટ થતાં. પછી તો થયું એવું કે ભૂરીબાઈ પ્રમાણિત કરે તો પંડિતોના પુસ્તકો છપાતાં અને વેચાતાં પણ. એકવાર એક પંડિત ભૂરીબાઈને એક પુસ્તક આપી ગયો અને કહ્યું કે : 'જરાક જોઈ લેજો કે કેમ લાગે છે ?' ભૂરીબાઈએ જોયું અને પછી મૂકી દીધું. થોડા સમય પછી પંડિત આવ્યા. પૂછ્યું કે : 'કેમ લાગે છે ?' ભૂરીબાઈ પાસે શાહીનો ખડિયો પડ્યો હતો. તે પેલા પુસ્તક ઉપર ઊંધો વાળી દીધો. લખવામાં જેટલી સ્યાહી વપરાઈ હતી એના કરતાં ઘણી વધારે અહીં ઢોળી નાખી. કહ્યું કે : 'સ્યાહી બગાડી છે, બાકી આમાં કંઈ નથી.'



આપણે જિંદગી બગાડીએ છીએ. સ્યાહી ઢોળી નાખીએ છીએ. ખરેખર જીવ્યા કેટલું ? આપણી શક્તિ ઢોળાઈ જાય છે. સ્કંદ માતાની જે ઊર્જા છે તે ખલાસ થઈ જાય છે. વીર્ય શક્તિ વેડફાતી જાય છે. શક્તિ બચાવવા માટે ભિતરમાં આવાહન જોઈએ, માતાનું પ્રગટીકરણ જોઈએ, માતાની ઊર્જા છે એ બહુ દિવ્ય ઊર્જા છે. ઘણાની અંદર મગજ શક્તિ મજાની ચાલે છે. પરંતુ આ શક્તિ દૈવી છે કે આસુરી ? બે પૈસા

કમાવા માટે શક્તિ જોઈએ અને કોઈને લૂંટવા યા ધાડ પાડવા પણ શક્તિ જોઈએ. ઘણીવાર દૈવી શક્તિ કરતાં આસુરી શક્તિ વધી જાય છે. લૂંટવાની ઈચ્છા તો ઘણાને થાય છે પણ લૂંટી શકતા નથી. ઘણીની એવી ભ્રાંતિ હોય છે કે ધારું તે કરી શકું; પણ એ કરી શકે નહીં, કારણ કે ધારણા શક્તિ જ નથી. ધારણા શક્તિ દૈવી શક્તિ છે.

સ્કંદ માતા પ્રેગ્નન્સી ધારણ કરે છે તે શિવના વીર્ય થી થાય છે. એને કૃપા કહે છે. જે ક્ષેત્રમાં બીજ પડે છે એને પાળે–પોષે છે કૃતિકા; પણ જે શક્તિના માધ્યમથી પાળે પોષે છે એ શક્તિનું નામ છે સ્કંદ માતા. સ્કંદ માતાનાં પ્રગટીકરણ સાથે પ્રાર્થના કરવી કે : ‘હે દેવી ! અમને શુભ થાઓ.’ કારણ કે સ્કંદ માતા વિફરે તો મુશ્કેલ પડે. એક પછી એક દેવીના અવતરણ થતાં જાગૃતિ અને સાવધાની વધુને વધુ વધતી જાય છે કારણ કે જેવી શક્તિ પ્રગટ થાય તે સાથે એની સામે આસુરી શક્તિ પણ પ્રગટ થાય છે. આ આસુરી શક્તિ સામે લડવાનું છે.



**નવદુર્ગા નવસર્જન કાર્ય**



# કાત્યાયની



**चन्द्रहासोज्ज्वल करा शार्दूलवरवाहना ।**
**कात्यायनी शुभं दधाद् देवि दानवधातिनी ।।**

**ભાવાર્થ : દેવી કાત્યાયની જેમણે ચંદ્રહાસ તલવાર અને અનેક આયુધો દસ હાથોમાં ધારણ કર્યા છે, સિંહ ઉપર સવારી કરનાર, રાક્ષસોનો વધ કરનાર, મારા પર કૃપા વરસાવો.**

'માં દુર્ગાનું છઠ્ઠું સ્વરૂપ છે કાત્યાયની'. કુરુક્ષેત્રના મેદાનમાં અર્જુન શોક અને વિષાદથી ઘેરાઈ જાય છે. શ્રીકૃષ્ણ તેને જુદી જુદી રીતે સમજાવે છે. ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે : 'આત્માને શસ્ત્રો છેદી શકતા નથી. અગ્નિ બાળી શકતો નથી... આ આત્મતત્વને શોધવું છે એ તત્વ તો આપણા ભિતરમાં પડેલું છે પરંતુ એને ઓળખવું કઇ રીતે ?' સોનાની ખાણમાં સોનું તો હોય છે પણ તે લગડીના રૂપમાં નથી મળતું. હીરાની ખાણમાંથી હીરો કોલસા વચ્ચે ગઠ્ઠાના રૂપમાં મળે છે. હીરો અને કોલસી–બન્ને કાર્બન છે. હજારો વર્ષ પહેલા જમીનમાં દટાયેલા જંગલોથી કોલસો બને છે અને એ કોલસો ધરતીના પેટાળમાં દટાયેલો રહે, તેની ઉપર જ્યારે દબાણ આવે છે ત્યારે તેમાંથી હીરો બને છે.

સંસારવ્યવહારમાં ઘણા વાવાઝોડા આવે છે. "સંસારની સમસ્યાઓમાં જીવ દટાઈ જાય છે. ગુર્જિએફ એને અનનેસેસરી સફરીંગ કહે છે." એમ કહેવાય કે તેમાંથી કોલસી બને છે. કામ્ય કર્મ–અહંતા, મમતા અને અહંકારથી જે કંઈ કર્મ થાય એના કોલસા બને છે ! હીરો તો ભિતરમાં છે જ, પણ એને ઓળખવો કેમ ? આ હીરાને કહે છે કે "નૈનમ્ છિન્દન્તિ શસ્ત્રાણિ." શસ્ત્રો એને છેદી શકતા નથી. કાત્યાયની એક દુર્ગા શક્તિ છે. એને ચાર ભુજા છે–ચતુર્ભુજા. એ ચાર તત્વોના પ્રગટીકરણનું પ્રતિક છે. આ ચાર તત્વો એટલે પૃથ્વી, અગ્નિ, જલ અને વાયુ. છેલ્લું જે તત્વ રહે છે એ છે આકાશે આપણા ભિતરનું જે આકાશ છે એ ભૂતાકાશ છે–પંચમહાભૂતનું આકાશ. આકાશ જ્યારે સૂક્ષ્મ રૂપ લે છે ત્યારે એને ચિતાકાશ કહે છે. ભૂતાકાશમાં કંઈ છે જ નહીં. ત્યાં માત્ર અવકાશ–એમ્પટિનેસ છે. ચિતાકાશ છે ત્યાં પણ કંઈ છે નહીં, જે છે એ અંધકાર છે. કોઈ વસ્તુ કે દ્રવ્ય નથી. જ્યાં બધાનો અભાવ હોય એને અંધકાર કહે છે.

દેવીનું અવતરણ–આદ્યશક્તિનું અવતરણ ચિતાકાશમાંથી ચિદાકાશમાં થાય છે. ભિતરમાં અંધકારની જગ્યાએ પ્રકાશમાં થઈ જાય છે. કર્તાને ઠેકાણે દૃષ્ટા આવે છે, સ્થાન એ જ છે. રૂમમાં અંધકાર હોય ત્યારે કંઈ સૂઝે નહીં. ગમે તે વસ્તુઓ પગમાં અથડાઈ જાય. તો કરવાનું શું ? સહજ અને સરળ રસ્તો છે દીવો પેટાવવાનો. દીવો પેટી જાય એટલે બધી વસ્તુઓ આપોઆપ દેખાવા લાગે. ત્યારબાદ રૂમમાં જે કરવું હોય તે કરી શકાય.

સંસારી જીવ ખાખાખોળા ખુબ કરે છે. ભિતરમાં ક્રોધ છે, ઈર્ષ્યા છે, પીડા અને વ્યાધિઓ છે. હજારો કલ્પનાઓ અને આદર્શો છે. અંદર બધું ભર્યું પડ્યું છે અને જીવ બહાર ખાખાખોળા કરે છે. શરીરમાં ચીરા જ્યાં પડ્યા હોય ત્યાં મલમ લગાવવો જોઈએ, પરંતુ મલમ જ્યાં લગાડવાનો છે ત્યાં નથી લગાડાતો. બીજે લગાડાય છે. ઓશોએ એક વાત કરેલી. નસરુદ્દીનને શરાબ પિવાની આદત. ભાન ન રહે. વધારે પિવાઈ જાય એટલે કોઈની સાથે ઝઘડો–મારઝૂડ થાય. ચહેરા પર ઘા પડે. ઘેર આવે ત્યારે પત્ની પાટાપીંડી કરી આપે. ઠપકારે પણ ખરી. એકવાર એને થયું કે આજે પિવો નથી, પણ મિત્રો પરાણે ખેંચી ગયા. સારો એવો શરાબ પિવાઈ ગયો. બેભાન અવસ્થામાં બેચાર ઠોકરો ખાધી અને મોઢું છોલાઈ ગયું પત્નીને જગાડ્યા સિવાય છાનામાનાં પાટાપીંડી કરીને સૂઈ ગયો. સવારે ઊઠ્યો તો પત્નીએ રાડારાડ કરી મૂકી, કારણ કે નસરુદ્દીનના ચહેરા ઉપર ચીરા હતા અને અરીસો મલમપટ્ટીથી ભરાયેલો હતો. વાત એમ બની હતી કે બેહોશીમાં નસરુદ્દીને ચહેરાને બદલે અરીસામાં દેખાતા પ્રતિબિંબ પર પાટાપીંડી કરી હતી !

સંસારી જીવો મલમ બહાર લગાડે છે અને ઘા અંદર હોય છે. અંદર અંધારુ છે. સમસ્યાઓ બધી ભિતરમાં છે, પણ દેખાય છે બહારના સંબંધો અને વ્યવહારોમાં. એક ભ્રાંતિ ઊભી થાય છે. પ્રાર્થના છે કે ''યા દેવી સર્વભૂતેષુ વિદ્યારૂપેણ સંસ્થિતા...'' દેવી દિલમાં દિવો કરે અને ત્યાં જે દ્રવ્ય પ્રગટ થાય છે તે દેવ છે અને જે શક્તિ પ્રગટ થાય છે તે દૈવી શક્તિ છે. આશ્રમજીવનનું મુખ્ય કામ છે દિવો કરવાનું પણ આ વાત ભૂલાઇ જાય છે, તેનું વિસ્મરણ થઇ જાય છે. આવા સમયે દેવી જુદાં જુદાં રૂપ લઇને આવે છે જેમનું એક રૂપ છે કાત્યાયની. કાત્યાયનીનાં એક હાથમાં ખડગ–તલવાર છે. એ તલવાર શિવજીએ કરિયાવરમાં આપેલી છે.

શિવ છે અને જીવ છે. શિવનું તત્ત્વ હંમેશાં સર્વવ્યાપી છે. હંમેશાં વર્તમાન ક્ષણમાં હોય છે; પણ જીવ છે તે વર્તમાન ક્ષણમાં રહી શકતો નથી. જો વર્તમાનમાં રહે તો જીવ છે તે શિવ થઇ જાય. વાત બહુ મોટી નથી, છતાં અતિશય કઠીન છે. જીવ હમેશાં આવતી કાલનું જ વિચારે છે. દિવાસ્વપ્નોમાં રચ્યો પચ્યો રહે છે. સતત ચિંતામાં રહે છે, પણ ચિંતાથી જે છેદાઇ જાય તે આત્મતત્ત્વ નહીં, જેને પણ ચિંતા થાય છે એ અહંતત્ત્વ છે.

આપણે રસોઇ કરીને જમી લઇએ છીએ, પછી જે વધે તે એંઠવાડ હોય છે. એંઠવાડ એટલે જે અવશેષ બાકી રહી ગયો છે તે. પૃથ્વી તત્ત્વનો જે એંઠવાડ છે એને સાફ કરવાનો રહે. શાનથી સાફ કરાય ? રસોડામાં એંઠા વાસણને રહખથી માંજી દેવામાં આવે છે અને પછી પાણી વડે રાખને ધોવામાં આવે છે. કાત્યાયની શક્તિ છે એ જલતત્ત્વની શક્તિ છે. પાણીનું તત્ત્વ છે એમાં એના ગુણધર્મ છે લિકવીડિટી, સોલ્યુબીલિટી અને ફલુઇડિટી. પાણીનું એક કામ છે તરસ છીપાવવાનું અને એક કામ છે સ્નાન કરાવાનું. પાણીમાં તારક શક્તિ છે પરંતુ તરતાં આવડે તો. તરતાં ન આવડે તો તે તારકાસુર બની જાય; ડૂબાડી દે.

''ચંદ્રહાસોજ્જ્વલ કરા શાર્દુલવરવાહના...'' ચંદ્રહાસ–પૃથ્વીતત્ત્વને છેદી નાખ્યું શસ્ત્ર દ્વારા... એટલે વસ્તુ છેદાઇ ગઇ બધી રીતે. ભવિષ્યનો કોઇ પણ વિચાર આવ્યો તેને છેદી નાખનારી શક્તિ છે એ કાત્યાયની છે. ચિંતા આવે તો

ચિંતાને છેદી નાખે. યુદ્ધક્ષેત્રમાં અર્જુન વિષાદગ્રસ્ત થાય છે ત્યારે કૃષ્ણ એને કહે છે કે : 'વિષાદને છોડીને આ ક્ષણે તારું જે કર્મ છે, જે ધર્મ છે એ કર.' આ ક્ષણે તું રણમેદાનમાં ઊભો છે. તારે સંન્યાસ લેવો હતો તો ગુરુકુળમાં જવું હતું. યુદ્ધના મેદાનમાં શા માટે આવ્યો ? તું યુદ્ધથી ભાગે છે. યુદ્ધના મેદાનમાં સંન્યાસની ઇચ્છા થાય તો સમજવું કંઇક ગોટાળો છે ! માણસ કિચનમાં ટોઇલેટ કરે અને ટોઇલેટમાં કિચન કરે તો બન્ને રીતે દુઃખી થાય અને અંધકાર એવી વસ્તુ છે કે અંધારામાં ખબર નથી પડતી કે કિચન છે યા ટોઇલેટ ! સંસારના જીવની પ્રવૃત્તિ અને વ્યવહાર જોઇએ તો એમ લાગે કે કોઇ અનુશાસન જ નથી.



દિલમાં દિવો કરે તો દિવાની ઊષ્મા હોય કુષ્મંડા, પણ તેનાથી જીવ બળતો ન હોય. તે જીવને શુદ્ધ કરે. જે બળીને ખાખ થઇ જાય તે અહંકાર અને એની ભસ્મ બને, એ ભસ્મનું શિવ લેપન કરે. 'ચંદ્રહાસ ઉજ્જ્વલ કરા' બધું છેદી લે અને વર્તમાનમાં આવી જાય. એને પાણીથી ધોઇ નાખે અને ચકચકિત કરી દે.

અર્જુન કૃષ્ણને પૂછે છે : 'આ બધાને હું કેમ મારું ?' અર્જુનને ખાસ તો વ્હાલા હતા ગુરુદ્રોણ અને ભીષ્મ પિતામહ. ખરેખર જે મારવાનું હતું તે ભિતરમાં મારવાનું હતું. મહાભારતનું યુદ્ધ ભિતરમાં ખેલાય છે. અંદર જ્યાં જ્યાં મમત્વ છે ત્યાં દિલ ભીંજાય છે અને જ્યારે મમત્વ ઉપર ઘા પડે છે ત્યારે આંખમાંથી આંસુ આવે છે. મમત્વ ઉપર ઘા પડ્યો એટલે જીવને થશે કે મારું સર્વસ્વ લૂંટાઇ ગયું. એને અંદર રડવું આવે. ગુર્જિએફ એને સેલ્ફ પીટી–સ્વદયા કહે છે. રડવાથી આંખમાં જે આંસુ આવે છે તે જલત્ત્વ ચિહ્ન છે. મીરાંને પણ આંખમાં આંસુ આવેલા. મીરાં કહેતી કે : "અશ્રુ બન જલ સીંચ સીંચ પ્રેમ બેલ બોઇ." આંસુ છે તો જલતત્ત્વ છે. કોઇ સ્નેહ–અનુરાગ જન્માવે અને પાણી આવે. આ પાણી અને આપણા પાણીમાં ફેર છે.

ઓશો કહેતા કે "તરો મત, બહો". અહંકાર છે તે વહેતો નથી પણ વદીની ધારા વહેતી રહે છે. નદીનો એક સંકલ્પ છે કે મારે સમુદ્રમાં જઇને મળવું છે. વહેણ છે સહજ છે પણ અનિશ્ચિત છે. એના રાહમાં જ્યાં અવરોધ આવે ત્યાં નદી દિશા બદલી લે છે અને વધારે અવરોધ આવે, નદીમાં વહેણ બદલવાની શક્તિ ન હોય તો એ પ્રતિક્ષા કરે. પ્રતિક્ષાથી નદીના વહેતા પાણીથી લેવલ વધે અને પાણીને માર્ગ મળે. પણ વહેણ અધવચ્ચે સૂકાઇ જાય તો કોની પ્રતિક્ષા કરે ? આશ્રમજીવન સ્વીકાર્ય પછી સંસારમાં નાના મોટા પ્રશ્નો તો આવતા રહે, પણ વર્ક ફોર્સ–સાધનામાં તૂટ પડવી ન જોઇએ. સાધનાની ધારા વહેતી રહે તો વહેતી ધારામાં પાણી ક્યાંકથી આવી જ જશે. પ્રકૃતિ તેમાં મદદ કરશે.

જીવનમાં દુષ્કાળ જ પડે છે એવું નથી. વરસાદ પણ પડે છે. બધા દિવસો દુઃખના હોય એવું નથી, સુખના દિવસો પણ હોય છે. સુખના દિવસોમાં શું કરવું ? ધારા વહેતી રાખી હોય તો નદી સમુદ્રમાં મળી જ જાય છે. દુઃખને ચીરી–ફાડી નાખે એ શાર્દૂલ. અંદર એવી શક્તિ જોઇએ જે વાઘનું કામ કરે. દુઃખના કોઇ પણ પ્રસંગને વાઘ ચીરી નાખે. આપણી હાલત કેવી છે ? જીવનમાં દુઃખ આવે તો થાય કે હું શું કરું ? દુઃખને સહન કરી લે એ જીવ તો કમજોર છે. આપણે ત્યાં કહે છે કે ખાવાનું ન મળે તો જીવ ઉપવાસી છે. સંસારી જીવ મનમનાવી લેવામાં હોશિયાર છે. કૃષ્ણમૂર્તિ કહે છે કે : "લીવ ડેન્જરસલી." દુઃખને રડવાનું નથી. દુઃખને રડવાથી અંદરની ચેતના દુઃખનો શિકાર થઇ જાય છે.

અંદર આત્મસત્તા છે. આત્મસત્તા તટસ્થ છે. એ કંઇ કરે નહીં, પણ અંદર અહમ્ સત્તા પણ છે. આ સત્તા આત્મા–પરમાત્મા યા ગુરુનો આધાર લઇને દુઃખને ચીરી, ફાડી દુઃખનું ભક્ષણ કરી જાય છે. દુઃખનું ભક્ષણ કરી જાય એ શક્તિ છે "શાર્દૂલા વર વાહદા". વર એટલે પોતે પસંદ કરેલી. એને તપશ્ચર્યા કહે છે. દુઃખને ચીરી લે, ફાડી લે અને ખાઇ જાય એ જે શક્તિ છે તે કાત્યાયની શક્તિ છે. 'સંસારી જીવમાં જે તરસ લાગે છે તે છે મૃગતૃષ્ણા.' એને કંઇક થવું છે, જ્યાં જેવું છે એનો સ્વીકાર નથી. જે નથી એ થવું છે. સમસ્યા પ્રકૃતિના નિયમની છે. મૃગતૃષ્ણા હોય તો એને જે પીવા મળે એ મૃગજળ હોય છે. પૈસા જોઇએ, સત્તા જોઇએ... આ બધું મળે છે પણ નરસિંહ મહેતા કહી ગયા છે કે : 'જ્યાં સુધી આત્મતત્ત્વ ચિન્હો નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી.' આત્મતત્ત્વની જ્યારે તરસ લાગે છે ત્યારે જે તત્ત્વથી એ તરસ બુઝાઇ જાય એ તત્ત્વ છે જલતત્ત્વ અને જલતત્ત્વ જે તરસ બુઝાવે છે એ શક્તિ છે કાત્યાયની શક્તિ. દાનવધારતી કાત્યાયની દેવી બધાનું શુભ કરે, કલ્યાણ કરે એવી ભાવના સેવીએ.

# કાલરાત્રી



एकवेणी जपाकर्णपूर नग्ना खरास्थिता ।
लम्बोष्ठी कर्णिका कर्णी तैलाभ्याक्तशरीरिणी ।।
वाम पादोल्लसल्लोहलता कण्टकभूषणा ।
बर्धन् मूर्धं ध्वजा कृषणा कालरात्रिर्भयङ्करी ।।

**ભાવાર્થ : આ મંત્રમાં દેવી કાલરાત્રીનું વર્ણન કર્યું છે. આપ દીગંબર અવસ્થામાં ગધેડા ઉપર સવારી કરે છે, લાંબી જીભ, પગમાં વિજળીરૂપી આભૂષણો ધારણ કર્યા છે, ખુલ્લા કેશ, મોટી આંખો અને ભયાવહ મુદ્રા ધારણ કરેલ છે. આ કાલરાત્રીમાં ધ્યાન કરનારના સર્વે દુઃખો નષ્ટ થાય છે, કાળા જાદુનો નાશ થાય છે.**

દુર્ગાદેવીનું આ સાતમું નોરતું છે. આ દેવીને કાલરાત્રી કહે છે.

આપણા જીવનની ધારા આડેધડ છે. ઘડીકમાં આમ જાય છે, ઘડીકમાં તેમ જાય છે. આકાશમાંથી વરસાદ રૂપે પડતું પાણી છાપરાં પર પડે છે અને તે પાણી ગટરમાં જાય છે. જંગલમાં વરસતું પાણી ઝરણા રૂપે નદીમાં જાય છે અને એ નદી સાગરમાં મળી જાય છે. જીવ જાગે છે ત્યારે એને બે ધારાઓ દેખાય છે. ‘‘ગુર્જીએફની ભાષામાં આ બે ધારાઓ એટલે લાઈફ ફોર્સ અને વર્ક ફોર્સ. લાઈફ ફોર્સ એટલે આપણા સંસારના વ્યવહારો અને વર્ક ફોર્સ એટલે સાધના.’’ વર્ક ફોર્સનું વર્ણન નવદુર્ગામાં સાતમી દુર્ગાના રૂપમાં કરેલ છે. દેવીનું રૂપ એક વહેણ જેવું છે, તેથી જીવનનું એક લક્ષ્ય બંધાય છે.

દેવીના કેશ છૂટા – ચારેબાજુ વિખરાયેલા છે. આપણા જીવનની અંદર પણ આપણી ઊર્જા ચારેબાજુ વેરવિખેર છે. આપણું કોઈ લક્ષ્ય નથી અને લક્ષ્ય વિનાની સાધના પરિણામ ન આપે. લોકો મુંબઈ શહેરમાં કમાવા માટે જાય છે, પણ કમાણી બધી ખાવાપીવામાં ખર્ચાઈ જતી હોય છે. એટલા માટે કહેવત પડી છે કે, ‘મુંબઈની કમાણી મુંબઈમાં સમાણી.’ આપણે જીવનભર ઢસરડો કરીએ



છીએ અને જીવનના અંતે ખ્યાલ આવે છે કે બધો જ ઢસરડો અહીંયા જ રહી ગયો. જીવનનો માર્ગ છે પારણાથી કબર સુધીનો. જે શરીર માટે ઢસરડો કર્યો એ શરીરને નનામીમાં રાખીને બીજા ઊંચકી જાય છે. જીવન કે મરણમાં એક લાચારી રહે છે. ‘‘જીવન ગયું સહારે સહારે અને મરણ ગયું કાંધે કાંધે...’’ આ એક લાચારી છે પરંતુ આ લાચારીમાંથી જાગી શકાય છે... જાગી શકાય છે દૈવી શક્તિના અવતરણથી.

'દૈવી એટલે ઊર્ધ્વગામિની શક્તિ.' અધોગામી શક્તિને આસુરી શક્તિ કહે છે. જીવન કીર્તિ, કામિની અને કંચન તરફ ખેંચી જાય એ છે આસુરી શક્તિ. ધંધામાં કમાયેલા કાળાં નાણાંને–બ્લેકમનીને ચોરીછૂપીથી વાપરવાં પડે છે. એવી રીતે આસુરી શક્તિના પ્રભાવમાં જીવ મોજમાં રહી શકતો નથી. જ્યાં જ્યાં દેવીશક્તિનું અવતરણ થાય છે ત્યાં મોજ અને આનંદ હોય છે. આપણે શરીરના સ્વાસ્થ્યની ચિંતા કરીએ છીએ, પણ ચિત્તના સ્વાસ્થ્યની ચિંતા કરતા નથી. ચિત્તનું સ્વાસ્થ્ય ત્યારે થાય જ્યારે દેવીનું અવતરણ થાય. પણ એ અવતરણ ત્યારે થાય જ્યારે ઊઠતા બેસતાં, હરતાં ફરતાં લક્ષ્ય એક તરફ જ હોય. દેવીના આવાહનનો જપ એટલો થાય કે એ જપથી કર્ણ પૂરાઇ જાય, અંદરનું સમગ્ર ચિત્તાકાશ એના નાદથી ભરાઇ જાય. એના માટે શબ્દ છે ''જપાકર્ણપુર''.

સંસાર વ્યવહારમાં આપણે જૂઠાણાનો આધાર લઈને જીવીએ છીએ. ગુર્જિએફ કહે છે કે આપણી અંદર ઘણા બધા ''હું'' રહેલા છે અને આ બધા ''હું'' એકબીજા ઉપર હાવી થવા પ્રયાસ કરતા રહે છે. બધા ખોટા વ્યવહારો ચાલે છે. નગ્ની સાથે વ્યવહાર બહુ મુશ્કેલ પડે છે. સંસારી જીવ કહેવાતા શયનગૃહમાં નગ્ન થાય છે પરંતુ સાધનાના જીવની વાત જુદી છે. સાધનાનો જીવ દેવી પાસે નગ્ન થઇ જાય છે. ત્યાં કશું છૂપાવી શકાતું નથી. દેવી સામે જીવ બધી રીતે ખુલ્લો પડી જાય છે.

કાલની શક્તિ છે મહાકાલી. એ મહાકાલીનો અંશ વ્યક્તિમાં આવે અને કાલરાત્રી કહે છે. વર્ક ફોર્સ એટલે કે સાધનાના માર્ગે મહાકાલીનો વિહાર ચાલ્યા જ કરે છે. જીવજંતુઓ જન્મે છે, મરે છે... આ જન્મ–મરણના ચક્કરમાં ચોર્યાસી લાખ યોનિઓમાં જન્મે, જીવે અને મરે. એ છે મહાકાલ. આ મહાકાલમાં સૂર્ય, ચંદ્ર, તારાઓ, બ્રહ્માંડો પ્રગટ થાય છે અને વિસર્જિત થાય છે. મહાકાલ જે શક્તિથી કામ કરે છે એ શક્તિને મહાકાલી કહે છે. એ આદ્યશક્તિ છે. આપણા ભિતરમાં જે શક્તિ છે એ મહાકાલીનો અંશ છે, એને કાલરાત્રી કહે છે. રાત્રી એટલા માટે કે એનું કામ ચંદ્રની સાથે છે. બ્રહ્માંડમાં સૂર્યને આત્મા કહ્યો છે અને ચંદ્રને મન કહ્યું છે. પૃથ્વી એનું શરીર છે. પિંડમાં આત્મા દષ્ટારૂપ છે, તે જોયા કરે છે અને પ્રકાશ આપે છે. આપણી બુદ્ધિમાં પ્રકાશ આવે છે ક્યાંથી ? આ પ્રકાશ આવે છે સૂર્યમાંથી. ચંદ્ર ઉપર સૂર્યનો પ્રકાશ પડે છે. ચંદ્ર એ મન છે, જેના થકી બધો વ્યવહાર ચાલે છે. માનસશાસ્ત્રીઓ કહે છે કે મનનો નેવું ટકા ભાગ અનકોન્સિયસ–અજાગ્રત છે દસ ટકા કોન્સિયસ એટલે કે જાગ્રત હોય છે, જેનો આપણે વ્યવહારોમાં ઉપયોગ કરીએ છીએ.

આપણું મન સંસ્કારિત છે, કન્ડિશન્ડ છે. અત્યારે આ મન મેલું ઘેલું છે. ગટરના પાણીની જેમ અંદર ઘણું બધું દૂષિત ભરેલું છે. તે ઇચ્છાઓ અને કામનાઓથી ભરેલું છે. અપમાનો અને પૂર્વગ્રહોથી ગ્રસિત છે. જે મન શુદ્ધ છે એ શુદ્ધ મન જ્યાં વિહરે છે એને કાલરાત્રી કહે છે. રાત્રીનો પોતાનો પણ સમય છે. કાલરાત્રીમાં હજી પ્રકાશ ઊગ્યો નથી છતાં ચંદ્ર પ્રકાશમાં થોડી શરૂઆત થાય. અજપાજપ અથવા ઓમકારનો જાપ, કોઇ પણ જાપ શરૂ થાય...“જપા કર્ણપૂરા”. પછી આવે છે “નગ્ન ખરાસ્થિતા...” નગ્નતા એટલે શુદ્ધ વાસ્તવિકતા, કોઇ પણ વ્યક્તિત્વ વિનાનું સત્ત્વ. વાસ્તવિકતા કોઇ પણ શબ્દ વિનાની. વાસ્તવિકતાને મૂર્તિનું સ્વરૂપ આપીએ તો એ પણ એક આવરણ બની જાય છે. વાસ્તવિકતાને ઓળખવા–સમજવા માટે જ્યારે આવરણનો આધાર લઇએ છીએ ત્યારે બને છે એવું કે આવરણ જ અંતરાયરૂપ બની જાય છે.

“ખરાસ્થિતા...” ગધેડો જેનું આસન છે. ખર એટલે ગધેડો અને અશ્વ એટલે ઘોડો. વ્યવહારમાં ઘોડાની જરૂર પડે છે, જ્યારે સાધનામાં ગધેડાની જરૂર પડે છે, કેવી રીતે ? ઘોડો તો દોડાદોડ કરે, જ્યારે ગધેડાને જ્યાં બાંધો યા ઊભો રાખો, તે ત્યાં જ રહેશે. ગધેડાને આપણે અપમાનજનક ગણીએ છીએ. સંસારી જીવને અપમાન કરતાં ફાવી ગયું છે, એને એવી ટેવ પડી ગઇ છે. પણ કુદરતનો નિયમ છે કે જે શબ્દથી અપમાન થાય તે શબ્દની ગરિમા અતિશય ઊંચી હોય છે. ગાળ એની જ બોલાય જેની અંદરની સ્થિતિ ઊંચી હોય છે. ગાળ અને સ્તુતિ વચ્ચે ગહરો સંબંધ છે. ક્યાંય પણ ગાળ વપરાતી હોય તો એની પાછળ મૂળ ઊંડા હોય છે. આસુરી શક્તિમાં સાધક છેતરાઇ જાય છે. ગધેડો એક અર્થમાં સૂર્યનું વાહન છે. ખ એટલે આકાશ. અંદરના આકાશમાં રીધમ–તાલમેલની પ્રતીતિ થાય એને સુખ કહે છે; અને જ્યારે એના સુર–તાલ બગડી જાય ત્યારે એને દુઃખ કહે છે. આપણી સુખ–દુઃખની વ્યાખ્યાઓ હકીકતમાં સાચી અને વાસ્તવિક નથી. સુખ–દુઃખની પ્રતીતિ એ કોઇ દ્રવ્ય નથી. ઘણાને મોટર ગાડી બંગલા હોવા છતાં દુઃખી હોય છે અને કોઇ સાવ દિગંબર–નગ્ન, અપરિગ્રહી હોય તે સુખી જોવા મળે છે.

કાલરાત્રી અંતરાકાશમાં નગ્ન સ્વરૂપે રમ્યા કરે છે. એ દેવીનું આવાહન કરીએ તો પ્રગટ થાય, પણ એનું આવાહન જોખમથી ભરેલું છે. કાલરાત્રી ભયંકર છે, લાંબા જેના હોઠ છે. આપણે ઉચ્ચાર કરીએ છીએ બન્ને હોઠથી. ઉપલો હોઠ છે લાઇફ ફોર્સ અને નિચલો હોઠ છે વર્ક ફોર્સ. સંસારી જીવ નિચલા હોઠથી ચુંબન કરે છે; અને તેથી જે સાધનાનો અંશ છે એ તરત જ કામનામાં પરિવર્તિત થઇ જાય છે. સાધનામાં વર્ક ફોર્સના ચુંબન ઊર્ધ્વગામી પરિણામ આપે છે. એક સૂફી સંત થઇ ગયા નારીદેહમાં. બીબીજાન એમનું નામ હતું. મહેરબાબા પુનાની

કૉલેજમાં અભ્યાસ કરતા હતા. બીબીજાને એકવાર મહેરબાબાને લલાટમાં ચુંબન કર્યું. આ ચુંબનથી મહેરબાબા સમાધિષ્ટ થઇ ગયા. ભિતરનો દિવો પેટી ગયો.

લંબોષ્ટિ–લાઇફ ફોર્સ વર્ક ફોર્સના આધારે હોય. નિચલા હોઠના આધારે ઉપલો હોઠ હોયઅને નિચલો હોઠ છે એ ધીરે ધીરે વધુને વધુ લંબાતો જાય, એને લંબોષ્ટિ કહે છે તે વર્ક ફોર્સ છે. ઓશો કહેતા કે કંઇ ન કરો પણ એક કલાક ધ્યાન કરો. એટલો સમય તો ફાળવો. બીજી એક અવતારી ચેતના શ્રી તાવરિયાજી કહેતા કે સંસારી જીવ પાસે સમય નથી, તો ખાલી મારા માટે દસ મિનિટ જ આપો. સમગ્રતાથી જો દસ મિનિટ આપવામાં આવે તો રૂપાંતર થઇ જાય. ઘાસની મોટી ગંજીને સળગાવવા માટે એક તણખો પૂરતો છે, પણ એ તણખો અગ્નિનો હોવો જોઇએ. આ રીતે ભિતરમાં પણ સાધનાની અગ્નિનો તણખો પડી જાય તો જીવ જાગી જાય. ગુર્જિએફ આના માટે શબ્દ વાપરતા "મેગ્નેટિક સેન્ટર"– ચુંબકીય કેન્દ્ર. ભિતરમાં તણખો પડે એટલે શરૂઆતમાં ધુમાડા કાઢે પણ ગુરુ તરત જ તણખાને ફૂંક મારે એટલે અગ્નિ પ્રગટે. શરૂમાં ફૂંક મારવાનું કામ ગુરુનું છે.

શૂન્યમાંથી નીકળેલી આપણી ધારા શૂન્યમાં જઇને મળવાની છે. જે લોકો જાગ્યા છે એમને ખ્યાલ છે કે આપણે ક્યાંથી આવ્યા છીએ, આપણો જીવ ક્યાંથી આવ્યો છે. આપણને એમ લાગે છે કે આપણે એકબીજાને ઓળખતા નથી વ્યવહારિક રીતે; પણ જીવનની ધારામાં ભેગા થયા છીએ. સ્મૃતિ અને સંસ્કાર બધા એકઠા થતા જાય છે. એને કર્ણિકા કહે છે. દેહના અનેક અનુભવો લીધા પછી, ઇન્દ્રિયોના અનુભવો લીધા પછી માનવદેહની અંદર જ કર્ણિકા કરણી બને છે. કૂતરો કોઇ ગલીમાં જન્મ્યો હોય યા નવાબના બંગલામાં, કૂતરો એ કૂતરો જ રહે છે. એનામાં લેવલ ઓફ બીઇંગ – નિજસ્થિતિમાં ફેરફાર ન થાય, એ ફેરફાર તો માનવદેહમાં જ થાય. મનુષ્યનો જીવ સવારથી સાંજ સુધી જે જે અનુભવોમાંથી પસાર થાય છે. એમાંથી એસેન્સ–સત્ત્વ જન્મ થાય છે. ગુલાબના ઘણા ફૂલોમાંથી અત્તર બને, જે સુગંધ પ્રસરાવે છે.

"તૈલાભ્યાકત શરીરિણી..." જેનું શરીર તેલથી લીંપાયેલું છે...અભ્યંગ અભિવ્યક્તિ. સંસારી જીવ શનિવારે હનુમાનજીને તેલ ચઢાવે છે. હનુમાનજીને તેલ ચઢે છે. માતાજીની જે સાધના છે તેમાં તેલનો અભ્યંગ જોઇએ. અંદર ભાવદશા જોઇએ. જે ઘરમાં કોઇ ઝાડું પણ ન કાઢે. ઘરને કોઇ ચોખ્ખુચટ રાખે તેમાં ભાવ હોય પણ એ ભાવની પાછળ આસકિત આવી જાય છે. બીજાને બતાવવાના ભાવથી ચોખ્ખું રાખે તો તેમાં આસુરી ભાવ છે. પોતાની ભિતરમાં શુદ્ધિભાવ–ભકિત હોય તો તેલથી અભ્યંગ કરેલું તે શરીર મહાકાલીનું હોય.

વામપાદો...લોહલતા... વામપાદ–વ્યવહારને દક્ષિણ કહે છે. સાધનામાં વામને ઉત્તર કહે છે. જમણો હાથ વ્યવહાર માટે છે અને ડાબો હાથ સાધના માટે છે. આ થોડું અટપટું લાગશે; પણ જમણા હાથનું જોડાણ ડાબા મગજ સાથે હોય છે અને ડાબા હાથનું કનેક્શન–જોડાણ જમણા મગજ સાથે હોય છે. ત્યાં આંટી છે; કારણ કે ક્યાંય પણ બંધન હોય ત્યાં આંટી રાખવી પડે, તો જ બંધાય. સીધો દોરો હોય તો તે સરકી જાય. સંસારી માણસ આંટી રાખે છે આસુરી શક્તિની, જ્યારે સાધક આંટી રાખે છે દેવી શક્તિની.

"ઉલસત લોહલતા..." આપણા શરીરમાં વેઇન્સ–ધમની અને શિરાઓ છે. એ વેલની જેમ વીંટળાયેલી છે. એવી રીતે સાધનામાં કોઇ પણ વિધિવિધાન, સેવા પૂજા લોખંડની બેડીની જેમ લાગેલા રહેવા જોઇએ. એનું પગલું ઉત્તર તરફ જોઇએ. ઓશોએ એક દષ્ટાંત આપેલું. એક મંદિર હતું. ત્યાં પૂજારી ઠાકોરજીની સેવા પૂજા કરે. સામે એક નર્તકીનું ઘર હતું. ત્યાં લોકોની અવરજવર રહે, નાચગાન થયા કરે. પૂજારીને આ જોઇને થાય કે અમે અહીંયા જખ મારીએ છીએ અને જલસા તો આ બધા કરે છે. પૂજારીનું ધ્યાન આ ગણિકા તરફ રહેતું. બીજી બાજું ગણિકાનું ધ્યાન સામેના મંદિર અને તેમાં થતી સેવા પૂજા તરફ રહેતું. તેને થતું કે મારું જીવન તો આમ દેહના વ્યાપારમાં જ ચાલી રહ્યું છે. હું પરમાત્માનાં દર્શન ક્યારે કરી શકીશ ? એનું ધ્યાન પરમાત્મામાં રહેતું. બન્યું એવું કે બન્નેનાં શરીર એક સાથે છૂટી ગયા. બન્નેના જીવ ચિત્રગુપ્ત પાસે ગયા. ચોપડા જોઇને ચિત્રગુપ્તે કહ્યું કે આ ગણિકાને સ્વર્ગમાં જવાનું છે અને પૂજારીને નર્કમાં. ચિત્રગુપ્તના ચોપડામાં તો લાગવગ ચાલતી નથી. ત્યાં જે હોય છે નગ્ન સત્ય હોય છે.

"વામ પાદોલ્લોહલતા" સાધક જ્યારે સાધનાના માર્ગે જાય છે ત્યારે એના આભૂષણમાં કાંટા હોય છે. સંસાર વ્યવહારમાં તો કાંટા વાગે છે. ગુલાબના ફૂલની સુગંધ માણવી હોય તો કાંટા વાગે જ. સાધનાની અંદર બન્ને શક્તિ – દૈવી અને આસુરી શક્તિ છે. જીવન હંમેશાં સંબંધોમાંથી જ પસાર થાય છે. કોઇ સંબંધમાં ફૂલ ખીલે છે તો કોઇ સંબંધમાં કાંટા જ વાગે છે. સાધનાના ક્ષેત્રમાં કાંટા પણ આભૂષણ બની જાય છે. નેગેટીવિટી છે એનું રૂપાંતરણ થાય છે. કંટક આભૂષણ બની જાય છે. ક્રોધનું કરુણામાં રૂપાંતરણ થાય છે.

'બર્ધન્ મૂર્ધ દ્વજા કૃષ્ણા'. કૃષ્ણા દ્રૌપદીનું નામ છે. કૃષ્ણા એટલે ફિમેલ એનર્જી. મહાકાલીને નામ આપ્યું છે કૃષ્ણા. કૃષ્ણાનો એક અર્થ થાય છે સ્વરૂપે કાળું. કાળો રંગ બધા રંગોને ખેંચી લે છે. ગાઢ અંધકારમાં બધા રંગો ખેંચાઇ

જાય. આપણી ભિતરમાં જે ઊર્જા છે એ બધી ઊર્જા સંસાર વ્યવહારની ચિંતાઓમાં ખર્ચાઇ જાય છે. અંદર એક સ્થિર કેન્દ્રની પ્રક્રિયા થાય છે તેને કૃષ્ણા કહે છે. તે ઇન્દ્રિયોના આહાર–ઇમ્પ્રેશન ફૂડમાંથી સત્ત્વને ખેંચી લે છે. આ દુનિયામાંથી સત્ત્વને ખેંચવાની શક્તિ–દૈવી શક્તિ છે એ કાલરાત્રી છે અને કૃષ્ણાના રૂપમાં ખેંચી લે છે. જ્યારે મહારાત્રી–કાલરાત્રી પ્રસન્ન થાય છે, પ્રગટ થાય છે ત્યારે કૃષ્ણા બને છે અને તે ઇમ્પ્રેશન ફૂડ–છાપોના ખોરાકમાંથી સત્ત્વને એંચી લે છે. આમ થાય ત્યારે સંસારમાં જ્યાં જાય ત્યાં મોજ આવે છે. ખિસ્સામાં કાવડીયા પડયા હોય તો ગમે ત્યાં જવાની, ફરવાની મોજ આવે છે. ઓવી રીતે શરીરમાં ચિત્તની શક્તિ એકઠી થાય છે ત્યારે મોજ આવે છે. આ શક્તિ એકઠી કરવાની જે વિધિ છે અને એ વિધિ માટે જે શક્તિ જોઇએ, એને કાલરાત્રી કહે છે.



"કૃષ્ણા કાલરાત્રી ભયંકરી..." કાલરાત્રી દેવીનું નામ આપી દીધું ભયંકરી. કાલરાત્રી ડાર્ક સાઇડ ઓફ મુન છે. વિજ્ઞાન કહે છે આપણને ચંદ્રની એક જ બાજુ જોવા મળે છે. બીજી બાજુ ક્યારેય જોવા મળતી નથી, કારણ કે પૃથ્વી જે ધરીથી ફરે છે એ ધરીથી ચંદ્ર પણ ફરી રહ્યો છે. એટલે એની એક જ સાઇડ જોવા મળે છે. સંસાર વ્યવહારમાં આખી જિંદગી સાથે રહ્યાં હોય તો પણ આપણને એક સાઇડ જ જોવા મળે છે. આપણી સાઇડ–ડાર્ક સાઇડમાં જ્યારે ચિત્તનો પ્રવેશ થાયછે, કાલરાત્રીમાં પ્રવેશ થાય છે ત્યારે તે શક્તિ ભયંકર લાગે છે. એક બીક લાગે છે. સાધનાના ક્ષેત્રમાં જ્યારે બીક લાગે ત્યારે ગુરુ મદદ કરે છે.

પહેલી બિક લાગે છે અજ્ઞાનતાની. અજાણી જગ્યામાં જવાનું છે. શું થશે એની ખબર નથી. અજ્ઞાતમાં હંમેશાં ભયની પ્રતીતિ થતી હોય છે. દેવી પોતાની જાતને અજ્ઞાત રાખે છે. એ કાલરાત્રી છે. કાલના ગર્ભમાં શું પડ્યું છે એની કંઇ ખબર નથી. અત્યારે આપણું જીવન ભયભીત રહે છે અને ભયને છુપાવવા માટે નાના મોટા ઉપાયો કરીએ છીએ. બીજું જ્યાં જ્યાં અજ્ઞાત છે ત્યાં અસુરક્ષા છે. ઓશો કહે છે કે, 'લીવ ડેન્જરસલી.' ભયની સાથે મિત્રાચારી કરી લો. જે જે કાલરાત્રીને પ્રસન્ન કરે છે એની સંભાળ એ શક્તિ રાખે છે.

# મહાગૌરી



**श्वेते वृषेसमारुढा श्वेताम्बरधरा शुचिः ।**
**महागौरी शुभं दद्यान्महदेव प्रमोददा ।।**

**ભાવાર્થ : દેવી મહાગૌરી સફેદ બળદ ઉપર સવાર છે, સફેદ વસ્ત્રો ધારણ કર્યા છે, જેઓ આનંદના દાત્રી છે, મારા ઉપર કૃપા વરસાવો.**

ચેતનાની સાત ભૂમિકા છે. આપણે જ્યાં છીએ એને ભુલોક કહે છે. જ્યાં આપણો દેહ વિચરે છે, આરામ કરે છે, વ્યથિત થાય છે એ છે ભુવઃલોક અને જ્યાં ચિંતન થાય છે એ સ્વર્ગલોક. ભુલોકમાં પશુઓ–પ્રાણીઓ વસે છે. ભુવઃલોકમાં માણસો વસે છે અને સ્વર્ગલોકમાં દેવતાઓ વસે છે. આ થઇ પિંડની વાત. યથા પિંડે તથા બ્રહ્માંડે. એ રીતે બ્રહ્માંડમાં પણ ત્રણ લોક છે. એને જનલોક, તપલોક અને સત્યલોક કહે છે. એ રીતે ત્રણ પિંડમાં છે અને ત્રણ બ્રહ્માંડમાં. પિંડ અને બ્રહ્માંડની સાથે જે જોડાણ થાય છે, વ્યષ્ટિ અને સમષ્ટિ સાથે જે જોડાણ થાય છે એ છે મહરલોક.

અત્યારે પિંડની અંદર આપણો જીવ ખાવા–પીવામાં, સેકસમાં, જન્મજાત અને ચાલનકેન્દ્ર–મુવિંગ સેન્ટરમાંઃ–ભૂલોકમાં રોકાયેલો છે. યા તો આપણો જીવ છૈયાં છોકરાં, માલ મિલ્કતના મમત્વમાં અને હું અને મારુંની સંવેદનાથી ઘેરાયેલો છે. એ છે ભુવઃલોક. ત્રીજું છે સ્વર્ગલોક. સ્વર્ગલોકમાં બે શક્તિ છે : એક છે દૈવી શક્તિ અને એક છે આસુરી શક્તિ. ચિંતન થતું હોય તો ત્યાં દૈવી શક્તિ છે અને ચિંતા થતી હોય તો ત્યાં આસુરી શક્તિ છે. "હું કોણ છું ?" એનું ચિંતન થાય, એ પ્રશ્નની અંદર ચિંતન કરતાં કરતાં જીવ ઊંડો ને ઊંડો ઊતરતો જાય ત્યારે એક સમય આવે તો તે સ્વર્ગલોકની બહાર નીકળી જાય, તે મહરલોકમાં જાય. મહરલોક પછી તે જનલોકમાં જાય. પોતે ચૈતન્ય રૂપ છે, ચિદ્રૂપ–આનંદરૂપ છે. એનો અહેસાસ થાય. પણ એમાં મહરલોકનો અહમ્ રહે છે.

સંસારી જીવને ચિંતા સતાવતી હોય છે. અંદર જે આસુરી શક્તિ છે એ સતાવ્યા કરે છે. એમાંથી બહાર નીકળી શકાય. પણ શરૂઆત ક્યાંથી કરવી ? શરૂઆત થાય શૈલપુત્રીથી. સાધનાની શરૂઆત જ્યાંથી થાય તે છે પર્વતપુત્રી–શૈલપુત્રી. મેરુદંડમાંથી જન્મતી શક્તિ એ શૈલપુત્રી. શૈલપુત્રી વૃષારૂઢ છે. વૃષ એટલે ઊર્ધ્વગામિની શક્તિ. શૈલપુત્રીનો જન્મ થાય છે પહેલા નોરતે અને પછી એક એક નોરતે એ મોટી થતી જાય છે. આઠમા નોરતે તે મહાગૌરી બને છે. આપણી કાલગણના અને સાધનાની કાલગણનામાં મોટો ભેદ છે. નવરાત્રીમાં કન્યાનો મહિમા છે. પરંતુ એ છે ભિતરની કન્યા. એક પછી એક લોક સર કરતા જઈએ તેમ એ કન્યાનાં સ્વરૂપ બદલાતા જાય છે. છેલ્લું સ્વરૂપ છે કાલરાત્રીનું.

આઈન્સ્ટાઈન – મહાન વૈજ્ઞાનિક દેશ અને કાળના અનેક રહસ્યો ઉકેલ્યા, પરંતુ પોતે કોણ છે, ક્યાંથી આવ્યો છે, મૃત્યુ પછી ક્યાં જવાનો છે એનો એને ખ્યાલ જ નથી. આપણે રાત્રે સુઇ જઇએ છીએ અને સપનું આવે છે તે સમય કેટલો હોય છે ? આપણે એ સપનામાં પહાડો ચડી આવીએ યા તો દેશ–પરદેશ ફરી આવીએ છીએ. આ એક જુદો જ કાળ છે. અત્યારે આપણે જે વ્યવહારો કરીએ છીએ તે કાળ જુદો છે. નોરતા આવ્યા તેમાં આસો મહિનાની આઠમ થઇ. આ આપણો બનાવેલ કાળ છે. પરંતુ દેવીના અવતરણનો જે કાળ છે, જે સમય છે તે સમજવામાં આપણને થોડી વાર લાગે. સેકન્ડ કાંટો એકથી સાઇઠ સુધીનું ચક્કર જે ઝડપથી મારે છે એ જોતાં મિનિટ કાંટાને એક ચક્કર મારતાં ઘણી વધારે વાર લાગે છે. એવી રીતે એક કલાક, ચોવીસ કલાક અને પછી થાય એક દિવસ. આ છે વ્યવહારિક કાળ. તે વ્યવહારને સાચવી લે છે. પરંતુ ચિત્તની વૃત્તિ ક્યા કાળમાં એકાગ્ર બને છે ? ક્યા કાળમાં ધ્યાનની ગહેરાઇ આવે ? એ તો જાતે જ નક્કી કરવું પડે, ઘડિયાળ નક્કી ન કરી શકે. એક સાધકે ઝેન માસ્ટરને પૂછ્યું કે, "તમે સાધના કઇ રીતે કરો છો ?" માસ્ટરે સહજ રીતે કહ્યું કે, "ભૂખ

લાગે ત્યારે ખાઇ લઉં છું અને નિંદર આવે ત્યારે સૂઇ જાઉં છું !'' આપણી તો મજબૂરી છે. કાળનું કોઇ મુલ્ય નથી. જેમ પૈસાનું મૂલ્ય ન હોય તો પૈસાો હાથમાંથી સરકી જાય છે તેમ કાળનું મૂલ્ય ન હોય તો કાળ પણ સરકી જાય છે. જે ચીજનું મૂલ્ય ન હોય એ ચીજ હાથમાં રહેતી નથી. શરીરનું મૂલ્ય ન હોય તો શરીર છે તે વ્યાધિગ્રસ્ત થઇ જાય. દેહના આધારે કહી શકાય કે દેહનું મૂલ્ય કેટલું છે ?

કામ, ક્રોધ, લોભ વગેરે આપણને સતાવે છે. અસુરો કબજો લઇ લે છે. આ ગુલામીમાંથી છૂટવા માટે દેવીશક્તિનો આશરો લેવો પડે. એના માટે દેશ અને કાળ નક્કી કરેલા હોય છે. આપણે એને નોરતા કહીએ છીએ. આજે નોરતું છે મહાગૌરીનું. શૈલપુત્રી આઠ વર્ષની થઇ ગઇ. શૈલપુત્રીનું લક્ષ્ય છે શિવ સાથે લગ્ન કરવાનું. એમણે તપ કરવાનું શરૂ કર્યું. એકબાજુ વર્ક ફોર્સ એટલે કે તપ છે અને બીજી બાજુ લાઇફ ફોર્સ એટલે કે રાક્ષસો–અસુરો છે. આપણે ત્યાં સાધનાને ફિમેલ એનર્જી એટલે કે દેવીના રૂપમાં જોઇ છે. શૈલપુત્રીને અસુરો સતાવવા લાગ્યા, પણ એ તો દૈવી શક્તિ હતી. એણે એક પછી એક ધીરે ધીરે બધા રાક્ષસોનો વધ કરી નાખ્યો. રાક્ષસોના વધના લોહીથી તરબોઇ થઇ ગઇ. તપથી તપી–તપીને આખા શરીરનો વર્ણ કાળો પડી ગયો.

સંસારના માણસોનો જીવ તો બળે પણ એ બળે છે ઈર્ષાના અગ્નિથી. ઈર્ષા એ વિકાર છે–વિભાવ છે, સ્વભાવ નથી. જીવનો મૂળભૂત સ્વભાવ તો છે આનંદનો, પ્રેમનો. પણ મોટેભાગે સંસારી જીવ અજ્ઞાનતા અને બેહોશીના કારણે બળીને વ્યાધિગ્રસ્ત થઇ જાય છે. એમાંથી બહાર નીકળી શકાય પણ તે માટે



અનુભવિની જરૂર પડે અને તો જ વ્યાધિનો ઉપાય થાય. મહાકાલી કાલરાત્રીનું સ્વરૂપ તપી તપીને કાળું થઇ ગયું. જ્યારે અતિશય સફરીંગ થાય છે ત્યારે અસ્તિત્વમાં પણ એક જુદા પ્રકારની ઘટના બને છે. પાણી જ્યારે સો ડિગ્રી ગરમ થાય છે ત્યારે એનું સ્વરૂપ બદલાઇ જાય છે. પાણી સો ડિગ્રી ગરમ થાય ત્યારે એનું સ્વરૂપ બદલાઇ જાય છે. પાણી સો ડિગ્રી ગરમ થાય એટલે તે ઊર્ધ્વગામી થઇ જાય છે. હવે પાણીની વરાળને નીચે તરફ વાળવી હોય તો મુશ્કેલ પડે છે. તે માટે સ્ટીમ એન્જિન બનાવવું પડે. પાણીને ઊર્ધ્વગામી બનાવવાનું આ એક વિજ્ઞાન છે.

એવી રીતે આપણી કામઊર્જાને ઉપર ઊઠાવવાનું આ એક વિજ્ઞાન છે તેને યોગ-તંત્ર કહે છે. તપશ્ચર્યાથી તપી તપીને જ્યારે કામઊર્જા ઊર્ધ્વગામી બની જાય એને માટે ઊર્ધ્વરેતસ શબ્દ વપરાય છે. ઊર્ધ્વરેતસ સ્ત્રી હોય એને સતી કહે છે અને પુરુષ હોય એને જતી કહે છે. તોરલ સતી હતી. તપતાં તપતાં કાલરાત્રીમાં તે મહરલોક સુધી પહોંચી ધારણ કરે છે એને મહાદેવ કહે છે. મહાદેવ એટલે મહરલોકમાં વસતો દેવ.

શિવ મહાદેવ તરીકે પ્રગટ થયા. મહાકાલીનું એક જ લક્ષ્ય હતું, પત્ની તરીકે શિવજીને વરવું. શિવજી માની જાય છે, કારણ કે એમણે કામદેવને બાળી નાખેલો હોય છે. પ્રકૃતિ સાથેનું, પાર્વતી સાથેનું અનુસંધાન કઇ રીતે કરવું ? રૂપક કથા એવી છે કે મહાકાલીએ એટલું બધું તપ કર્યું કે શિવજીનું આસન ડોલવા લાગ્યું. તેઓ પ્રગટ થયા. શિવનું સ્વરૂપ છે કપૂર ગૌરવમ્ વર્ણનું, એકદમ ભૂરું-રૂપાળું અને તેજસ્વી. શિવ પ્રગટ થયા, અને સ્વીકાર કર્યો કે ભલે હું તારી સાથે લગ્ન કરીશ. શિવે પોતાનું ગોરું અંગ છે એ મહાકાલીને આપ્યું અને મહાકાલીનું રૂપાંતર થઇ ગયું મહાગૌરીમાં, આ પુરાણકથા છે.

શૈલપુત્રી વૃષારૂઢા એટલે કામઊર્જા ઉપર આરૂઢ થઇ હતી. એ એક પછી એક રાક્ષસને મારતી જાય છે. હવે કામ ઊર્જાનો રંગશ્વેત એટલે સફેદ છે. આપણે ત્યાં ત્રણ ગુણના ત્રણ રંગ કહ્યા છે. સત્ત્વગુણનો રંગ સફેદ-પ્રકાશોજ્જ્વલ છે. રજોગુણનો રંગ લાલ અને તમોગુણનો રંગ કબાળો છે. આ ત્રણ રંગ એ ત્રિગુણી માયા છે. આ ત્રણે ગુણ સંસારમાં પ્રગટ થાય તેને ઇવોલ્યુશન કહે છે.

દરિયાના પાણીની વરાળ થાય છે અને તે ઉપર ચઢે છે. એ વરાળ અદશ્ય હોય છે, નરી આંખે દેખાતી નથી. પરંતુ ઉપર ચઢીને જ્યારે તેનાં વાદળ બંધાય છે ત્યારે તે દેખાય છે. એવી રીતે સાધનાની અંદર મહાગૌરી સુધીની સાધના છે એ દેખાતી નથી. બહાર દેખાતી નથી. બહાર નથી પણ ભિતરમાં એની પ્રતીતિ થાય છે. દરિયાનું પાણી ગરમ થઇ વરાળ થતાં જે વાદળો બંધાય છે તેનાથી વરસાદ પડે છે. વરસાદથી ધરતી લીલીછમ થઇ જાય છે. અન્ન પાકે છે. ઔષધિ તૈયાર થાય છે. અન્ન મનુષ્યના પિંડમાં જાય એનું કામઊર્જામાં રૂપાંતરણ થઇ જાય છે. કામઊર્જાનું રૂપાંતર થતાં મહાગૌરી સુધી પહોંચે છે. પણ મહાગૌરી "શ્વેતે વૃષે સમારૂઢા" છે. હવે કામઊર્જામાં કામ વિકાર નથી-કામદેવ છે.

શ્વેત વૃષે...વૃષ જેનું વાહન છે. અનુભૂતિ અને અભિવ્યક્ત વચ્ચેના માધ્યમ ને વાહન કહે છે. પ્રેમની અનુભૂતિ થાય તો ક્યા વાહન દ્વારા એને પ્રગટ કરાય ? અંદર ક્રોધ જાગે છે તો એની પ્રતીતિ આસુરી શક્તિના સ્વરૂપમાં પ્રગટ થાય છે. એ હાથમાં પ્રગટ થાય તો કોઈ ને થપ્પડ મરાઈ જાય છે. એ થઈ અભિવ્યક્તિ.

ક્રોધની અભિવ્યક્તિમાં ક્યારેક લાત પણ મરાઈ જાય છે. એક ઝેન માસ્ટરની વાત છે. એકવાર અમેરિકાથી એક સાધક ઝેન માસ્ટરને મળવા આવ્યો. ઉતાવળમાં હતો. દરવાજો અધખુલ્લો હતો. સાધકે પગથી લાત મારીને દરવાજો ખોલી નાખ્યો. માસ્ટરે પૂછ્યું કે, 'કેમ આવવાનું થયું ?' તો કહે મારે ઝેનનું રહસ્ય જાણવું છે. માસ્ટરે કહ્યું કે પહેલા જે દરવાજાને લાત મારી છે એની માફી માગી આવો, પછી રહસ્ય સમજાવું. માફીથી દરવાજાને કોઈ ફેર પડતો નથી, પણ જ્યાં સુધી દરવાજામાં જડતત્વ દેખાય છે ત્યાં સુધી ઝેનનું રહસ્ય સમજમાં આવે નહીં. દરવાજામાં પણ ચૈતન્યનો અંશ તો છે જ. વેપારી દુકાનમાં પ્રવેશ કરીને પહેલાં ઊંબરાને નમસ્કાર કરે છે. આમાં ગુહ્ય નિયમ છે. જે જે લોકો જાગ્યા છે તેઓ આ નિયમને જાણે છે.



દેવીના ભિતરમાં કામઉર્જા જે ઉપર ચઢી ગઈ તે ઈમોશનલ સેન્ટર ભાવકેન્દ્રમાં સ્થિર થઈ ગઈ. હવે તેને અસુરો કે વિકારો સતાવે નહીં. શિવે પત્ની તરીકે એનો સ્વીકાર કરી લીધો. અત્યારે પણ કન્યાઓ ગૌરીવ્રત કરીને શિવ જેવો વર મળે તેવી ભાવના સેવે છે.

દેવી શૈલપુત્રી હતી ત્યારે લાલ વસ્ત્ર ધારણ કરતી. લાલ રંગ રજોગુણી છે. હવે ધીરે ધીરે લાલ રંગ સ્વચ્છ થઈ ગયો. હવે શ્વેત અંબર ધારણ કરે છે. જીવ જે ચિતાકાશમાં રહે છે ત્યાં ધીરે ધીરે મંત્રજાપ દ્વારા અંદરના આકાશમાં મલિનતા ઓછી થતી જાય છે. જીવ છે એ શુદ્ધ થતો જાય તે સાથે અંદર દિવ્ય ભાવના કરવી. હવે આ દેહમાં એવી શક્તિ પ્રગટ થાય છે કે પછી એની પવિત્રતા અખંડ થઈ ગઈ. આ સ્થિતિ પાવક યા પાવન કહે છે. પાપ પણ જ્યાં બળીને ખાખ થઈ જાય અને જ્યાં રૂપાંતર થઈ જાય એ ચિતની અવસ્થા તે મહાગૌરી. "શ્વેતામ્બર ધરા શુચિ મહાગૌરી શુભમ્ ગત્યા."

આવતી કાલે છેલ્લા નોરતો છેલ્લું જે આખરી સ્વરૂપ છે એને 'સિદ્ધિદાત્રી' કહે છે. જેને માટે સાધનાની શરૂઆત થઈ એની પૂર્ણાહુતિ આવતી કાલે નવમા નોરતે થાય છે. મહાગૌરી છે એ હવે મહાદેવને પ્રાપ્ત કરી લે. "મહાગૌરી શુભમ્ દધાન્ મહાદેવ"– પ્રમોદપિ... એટલે આત્મસ્વરૂપની જે પ્રતીતિ થાય છે એને આનંદ કહે છે. પુરુષ અને પ્રકૃતિનું... નર અને નારીનું મિલન થાય એને પ્રમોદ કહે છે.

# સિદ્ધિદાત્રી



**सिद्धगन्धर्व यक्षाधैरसुरैरमरैरपि ।**
**सेव्यमाना सदाभूयात् सिद्धिदा सिद्धिदायिनी ।।**

**ભાવાર્થ : દેવી સિદ્ધિદાત્રી જેઓ સિદ્ધ-ગંધર્વો-યજ્ઞ-દેવ અને દાનવો દ્વારા પૂજાય છે, જેમણે શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કર્યા છે. બધી સિદ્ધિઓ અને વિજય આપનાર, મારા પર કૃપા વરસાવો.**

દુર્ગાશક્તિનું નવમું સ્વરૂપ છે 'સિદ્ધિદાત્રી.'

પ્રકૃતિ નિયમ બદ્ધ છે. એક નિયમ છે વાવે તેવું લણે. બીજો નિયમ છે એક બીજ વાવો તો હજાર બીજ ઊપજે. આપણી સમસ્યા એ છે કે ઈચ્છાઓ, વાસનાઓના કારણે આપણું જીવન આડેધડ ચાલે છે. ખેડૂત જમીન, ઋતુ, વાતાવરણને જોયા વિના આડેધડ વાવવા લાગે તો કંઈ ઊપજે નહીં. કેસરની ખેતી કાશ્મિરમાં થાય, અહીં ન થાય. નિયમ છે કે વાવે એ ઊગે... પણ વાવે તેવું

લણે નહીં. આ નિયમનો બધાને ખ્યાલ નથી. સૌરાષ્ટ્રના ગામમાં સફરજન ન પાકે. ત્યાં ઘઉં અને ચણા જેવા પાકો થાય.

બહુ ઓછા જીવો સાધનાના ક્ષેત્રમાં પડ્યા છે... હજારોમાંથી કોઈક જ. કોઈક જ સિદ્ધિ માટે મહેનત કરે છે. કોઈક જ સિદ્ધિદાત્રી સાધનામાં નિયમબદ્ધ રીતે પ્રગતિ કરે છે. શૈલપુત્રી જ્યાં ત્યાં વિખરાયેલા આપણા ચિતને એકાગ્ર કરે છે. એકાગ્ર કર્યા પછી સાચી દિશામાં એનું રોકાણ કરે છે. આપણી મૂડી ગમે તેમ વિખરાયેલી પડી હોય, એનું યોગ્ય રોકાણ કર્યું ન હોય તો એમ જ બેઠા બેઠા નથી ખવાતું. ભિખ માગીને ખવાય, પણ એમાંય એટલી મહેનત તો કરવી પડે. જે જે લોકોએ મૂડી એકઠી કરી છે, એ મૂડીનું સરખે ઠેકાણે રોકાણ કર્યું છે એમને એમની મૂડીનું વ્યાજ મળી રહે છે. એ મૂડીનું વ્યાજ જે શક્તિથી આવે છે એ શક્તિને સિદ્ધિદાત્રી કહે છે. રામદુલારે બાપુ કહેતા કે : 'તમે ઘરે કોઈને ખવડાવ્યું હોય તો તમને કોઈ ખવડાવવાવાળું મળી જ જશે. પરંતુ ઘરના દરવાજા બંધ રાખ્યા હશે તો જ્યાં જશો ત્યાં તમારે માટે દરવાજા બંધ થઈ જશે. આ એક અતૂટ નિયમ છે.' નિયમો બધા ગહેરા છે પણ સંસારી માણસોમાં વિવેક કે પરખ શક્તિ નથી. એ ખવડાવશે તો પોતાના જાણીતાને, જે કામનાપૂતિ કરે તેમને. એને ખ્યાલ નથી કે એ બધું અહંતા મમતાનું ઈન્વેસ્ટમેન્ટ છે. પછી તો અહંતા મમતાના બીજ ઊગ્યા કરશે. પરિણામ શું આવે છે ? સગાંવહાલાને પૈસા આપ્યા હોય એની અપેક્ષા વધતી જશે અને વખત આવે તે દુશ્મન થઈ જશે.

શૈલપુત્રી વેરવિખેર ચિતને એકત્ર કરે છે અને બ્રહ્મચારિણી સાથે જોડાણ કરે છે. જો ઊર્જાનું યોગ્ય-સરખું રોકાણ થાય તો પ્રગટ થાય છે સિદ્ધિદાત્રી. અહીં

સાધનાની પૂર્ણતા આવી ગઈ. હવે કંઈ કરવાનું નથી. ''સીટીંગ સાયલેન્ટલી, ડૂઈંગ નથીંગ.'' જીવની કામના સમાપ્ત થઈ જશે. બધા શોખ પૂરા થઈ જશે. શોખ ન હોય, જરૂરત ન હોય તો બચેલી ઊર્જાનું વધુ નુ વધુ રોકાણ થતું જશે, વધુ ને વધુ લાભ મળતો જશે. નિયમ છે કે ઝાડનું બીજ વાવ્યું, એ ઊગે છે, અંકુર ફૂટે છે અને પછી એકના અનેક થાય છે. પણ જીવની બેહોશીનો પાર નથી. આવરણો એટલા બધા છે કે ચારેબાજુ અંધારું છે, એટલા માટે શક્તિનું આવાહન કરે છે.

લોકો અંધારાને દૂર કરવા માટે ઘરની અંદર દીવો પેટાવે છે. આપણે જેને ગરબો કહીએ છીએ તે ગરબામાં દીવો મૂકેલો હોય છે. આપણી અંદર અંધારું છે તેથી ભિતરમાં દીવો પેટાવવાનો છે. દીવો પેટાવવાની શરૂઆત થાય છે શૈલપુત્રીથી. આપણી અંદર મેરુદંડ એટલે કે કરોડરજ્જુ છે તે સૌથી વધુ મૂલ્યવાન છે. ચાર પગથી ચાલતા જીવના કરોડરજ્જુ સપાટીગત–હોરિઝોન્ટલ હોય છે. મનુષ્યમાં થોડો ફેરફાર છે. તેને બે પગ અને બે હાથ છે. એનુ કરોડરજ્જુ ઊભુંવર્ટીકલ છે.

શૈલપુત્રીને બે હાથ છે. એક હાથમાં ત્રિશૂળ છે અને બીજા હાથમાં પદ્મ છે. સિદ્ધિદાત્રી દેવી ચતુર્ભૂજ સ્વરૂપ છે વિષ્ણુનું જે ચતુર્ભૂજ સ્વરૂપ છે એવું આ દેવીનું સ્વરૂપ છે. એના ચાર હાથોમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ છે. બ્રહ્મતત્વ જ્યારે પુરુષ રૂપે પ્રગટ થાય છે ત્યારે વિષ્ણુ રૂપે હોય છે અને સ્ત્રી રૂપે પ્રગટ થાય છે ત્યારે સિદ્ધિદાત્રી રૂપે પ્રગટ થાય છે.

આપણી ચેતના–આપણો જીવ છે એણે ત્રણ રૂપ ધારણ કરેલા છે. એ થ્રી બ્રઈન ક્રિચર છે. બે રૂપ છે એ સાધના દ્વારા મેળવવાના છે. ચેતના પાંચ કોષની અંદર સચવાયેલી પડી છે. ત્રણ કોષ તૈયાર આપ્યા છે, તે છે અન્નમય, પ્રાણમય અને મનોમન કોષ. અન્નમય કોષમાં સિદ્ધ છે. પ્રાણમય કોષમાં ગંધર્વ છે અને મનોમય કોષમાં યક્ષ છે. પછી ચોથા કોષ–વિજ્ઞાનમય કોષમાં અસુર છે પાંચમાં આનંદમય કોષમાં અમર છે. આપણા ભિતરના આ પાંચ કોષ.

જે અસલ ખેડૂત છે એ વાવેતર કર્યા પછી જરૂર પડે પાણી સિંચે, નિંદામણ કરે, કંઈ જ કામ ન હોય તો ખેતરમાં આંટો તો મારે. માલિક આંટો તો મારે તો કંઈ નહીં તો ધૂળનું ઢેકું તો ભાંગે જ. આ શબ્દો અતિશય મૂલ્યવાન છે. ગીતામાં કહ્યું છે : ''ઈદમ્ શરીરમ્ કૌન્તેય...'' આ શરીર રૂપી ક્ષેત્રમાં આંટો માર્યા કરવાનો. સંસારી જીવ ક્યાં ચૂકે છે ? કંઈ કામ ન હોય, નવરાં બેઠા હોય ત્યારે વિચારે ચઢી જાય છે. નિરર્થક ચિંતાએ ચઢી જાય છે. તેને કોઇ ભય સતાવતો હોય છે.

અન્નમય કોષમાં કંઈ પણ કર્યું હોય, દંડ બેઠક કર્યા હોય તો મસલ પાવર મજબૂત થાય, આસન સિદ્ધ કર્યું હોય તો બે-પાંચ કલાક બેસવામાં કોઈ ઘાત સતાવે નહીં. પ્રાણમય કોષ એટલે પ્રાણનો પ્રદેશ. ત્રીજો છે મનોમય કોષ-ભાવની સૃષ્ટિ. મનોમય કોષમાં ભાવમય કાયા તૈયાર થઈ જાય. તૈયાર થતાં થતાં શરીર છૂટી જાય ત્યારે જે સૂક્ષ્મ શરીર હોય છે એને 'યક્ષ' કહે છે. મનોમય કોષ પછી વિજ્ઞાનમય કોષનો જન્મ થાય છે ત્યારે સબ્જકટીવ સ્ટેટ ઓફ કોન્શિયસનેરની અવસ્થા આવે છે. એનું રૂપ અણું જેવું અતિશય પાવરફૂલ હોય છે. એમાંથી આનંદમય કોષનો જન્મ થાય છે ત્યારે એનું રૂપ અણુથી પણ અણુ અને મહતથી પણ મહત હોય છે. રૂપના આ રૂપાતંરણ-બદલાહટથી જે શક્તિ છે એ છે સિદ્ધિદાત્રી માતા.

વિજ્ઞાનમય કોષમાં ક્રિસ્ટલાઈઝેશન-સ્ફટિકીકરણ બે પ્રકારનું થાય. કાં સુર થાય યા અસુર થાય. શક્તિનું એકત્રીકણ Collection of energy દરેક ઠેકાણે ઓછી વતી થાય. એક જીવ પાસે પૈસો છે. તે મંદિર બાંધે છે, ધર્મશાળા બાંધે છે યા તો અન્નક્ષેત્ર શરૂ કરે છે. એની આસપાસ એ પ્રકારની શક્તિ એકત્ર થશે. કોઈ અસ્ત્રશસ્ત્રનું કારખાનું છે. એની આસપાસ જે શક્તિ એકત્ર થશે તે શક્તિ તો છે પણ આસુરી શક્તિ છે. જ્યારે કોઈ અન્નમય કોષમાં એટલે કે સ્થૂઈ શરીરમાં ઊર્જા એકઠી થાય, જ્ઞાનના ક્ષેત્રમાં થાય તો સુર અને વિજ્ઞાનના ક્ષેત્રમાં થાય તો અસુર. ઠેર ઠેર હિટલર નથી થતા યા ઠેર ઠેર ગાંધી નથી પાકતા.

અને પછી આવે છે અમર-આનંદમય કોષમાં ગામડાંમાં કહે છે કે : 'એણે અજર અમર પ્યારો પીધો.' આત્મસતા એ અમર છે, આનંદમય કોષ છે. જે દેહની અંદર આત્મસતાની પ્રતીતિ થઈ ગઈ છે એનો દેહ છૂટી જાય તો પણ એનું હોવાપણું, એનું બીઈંગ અમર થઈ જાય છે. 'બીઈંગ એટલે આત્મસતાની પ્રતીતિ, હાજરી, હાજરીની તીવ્રતા.' એની ફ્રિકવન્સી સતત વધતી જાય ત્યારે અંદર એક શક્તિ ઉત્પન્ન થાય છે. એને સિદ્ધિદાત્રીની સતા કહે છે. આ અસલી સતા છે. અહીં પોતાની હાજરી નું મુલ્ય છે. હાજરીની તીવ્રતા અને ફ્રિકવન્સી જેમ જેમ વધે તેમ સિદ્ધિદાત્રીની સતા અને એના પ્રકાશમાં વૃદ્ધિ થાય છે, સતાનો પ્રભાવ વધતો જાય છે. કહે છે કે શ્રીરમણ મહર્ષિ ક્યાંય બહાર નીકળતા ન હતા, તેમ છતાં પચ્ચીસ કિલોમિટરના વિસ્તારમાં એમની સતાનો પ્રભાવ રહેતો.

સંસારી માણસોમાં સતા બીઈંગની નહીં પણ બીકમીંગની-કંઈક બનવામાં હોય છે. એ નકલી વ્યક્તિત્વની પરવરિશમાં રોકાયેલો રહે છે. કારકુનમાંથી ડેપ્યુટી

કલેકટર, એમાંથી કલેકટર અને એમાંથી કમિશ્નર બનવાની રેસમાં રચ્યોપચ્યો રહે છે. સતાના ક્ષેત્રમાં એ કંઈક બને છે પરંતુ એ બધી સતા મિથ્યા છે. 'વાસ્તવિક સતા અને નકલી મિથ્યા સતાનો ભેદ પારખવો એને વિવેક કહે છે.' કન્યા લગ્ન મંડપમાં જાય છે ત્યારે ભભકાદાર સાડી–સેલા પહેરી ઓઢીને, હીરાનો હાર પહેરીને આવે એ વખતે એની સતા દેખાય, પરંતુ એ નકલી સતા છે. ભગવાન બુદ્ધની જે સતા છે એ અસલી સતા છે. અસલી સતા જ્યારે અન્નમય કોષ એટલે કે સ્થૂળ દેહામાં આવે ત્યારે એને સિદ્ધિદાત્રી કહે છે. પ્રાણમય કોષમાં અસલી સતા પ્રાપ્ત



થાય તો એને ગંધર્વ કહે છે. મનોમય કોષમાં અસલી સતા આવે એને અસુર કહે છે. અને અસલી સતા આનંદમય કોષમાં પ્રાપ્ત થાય છે તો એને અમર કહે છે. ઈમોર્ટાલિટી. અમરત્વ પ્રાપ્ત કરવાની જે શક્તિ છે એ છે સિદ્ધિદાત્રી.

યક્ષ, કિન્નર, ગાંધર્વ અને બધા મનુષ્યો જેની આરાધના કરે છે – જાણે કે અજાણે – એ દેવી છે સિદ્ધિદાત્રી દેવી. દરેકને સિદ્ધિ જોઈએ છે પરંતુ એ સિદ્ધિ મળે છે ચોકક્સ નિયમ પ્રમાણે. નિયમ છે કે જેવું વાવે. એવું લણે અને એક બીજ વાવે તેમાંથી હજાર બીજ મળે. એટલા માટે. મહત્વની જ. બાબત છે તે છે વર્તમાનમાં હાજરીની. એની તીવ્રતા, અને ફ્રિકવન્સી અને સમયગાળો–ડ્યૂરેશન વધારતા જઈએ તો ધીરે ધીર. એ સતા પ્રાપ્ત થાય છે. પછી એ સતાનો કોઈ પણ ક્ષેત્રમાં વિવેકપૂર્વક ઉપયોગ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે છે. પરમાત્મા એ દરેક દેહમાં એ માટેનું એસેન્સ એટલે કે સત્વ મૂકેલું જ છે. દરેક દેહમાં કંઈ ને કંઈ મૂકયું જ છે. પોતાના સ્વધર્મ પ્રત્યે જાગરૂકતા રાખવામાં આવે તો સિદ્ધિદાત્રી તો વરદાયિની છે. એ હંમેશાં પ્રસન્ન રહે છે.

# દશેરા - વિજયા દશમી



**આપણા ભિતરમાં દસ વિચાર આવતા હોય છે. એક વિચારનો છેદ ઉડાડીએ ત્યાં બીજો વિચાર શરૂ થઈ જાય છે. બધા વિચારોને જનમવાની શક્તિ નાભિમાંથી મળે છે. એટલે વિચારોને બંધ કરવા નાભિમાં એટેન્શનનું તીર મારવું પડે. અહીં નવ દિવસથી યુદ્ધ ચાલતું હતું. દસમાં દિવસે રામે રાવણને નાભિમાં તીર માર્યું અને પછી દસ માથા સાથે રાવણનો ખાત્મો બોલાઈ ગયો. ભૂતકાળ જતો રહ્યો. ભવિષ્ય જતું રહ્યું. દસે દિશામાં ભટકતી ચિત્તની વૃત્તિ ખલાસ થઈ ગઈ.**

આપણે કોઈ ગરીબના ઘરે જઈએ તો ઘરમાં ખાટલો હોય. ખુરશી ટેબલ ત્યાં જોવા ન મળે. કોઈ ગરીબનું ઘર થોડું સરખું હોય તો ત્યાં ખાટલા ઉપરાંત ચટ્ટાઈ હોય. બધી વસ્તુ સ્થાનિક હોય. શ્રીમંતના ઘરે જઈએ તો બધી કિંમતી ઈમ્પોર્ટેડ ચીજવસ્તુઓ હોય. જે સ્થાનિક વસ્તુઓનો ઉપયોગ-ઉપભોગ કરે તે ગરીબ હોય, બહારથી જ્યાં ત્યાંથી ભેગું કરે એને સમાજ શ્રીમંત કહે છે. એવી રીતે જે લોકો જાગ્યા છે એ લોકો જીવનના પ્રસંગો એકઠા કરે છે. ગરીબ માણસો જીવનના પ્રસંગો એકઠા કરે પણ શ્રીમંત હોય તે જાગૃતિની અવસ્થામાં જુદા જુદા જન્મોના પ્રસંગો એકઠા કરતા હોય છે અને એનાથી પણ આગળ જે લોકો મહાજાગૃતિમાં આવે તેને મહાકાલ કહે છે. મહાકાલના ચાર ભાગ છે, એને ચાર યુગ કહે છે. સતયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને અત્યારે આપણે જ્યાં છીએ તે કલિયુગ. નવ નોરતા, શિવ-પાર્વતીના વિવાહ, માતાજીના નવ સ્વરૂપ... આ

બધી ઘટનાઓ બની છે સતયુગમાં. રાવણનો વધ થયો ત્રેતાયુગમાં. કૃષ્ણનો જન્મ અને કંસ–જરાસંધનો વધ તથા મહાભારતનું યુદ્ધ થયું એ દ્વાપરયુગના અંતમાં આપણે જે મગજમારી કરીએ છીએ કળિયુગનો પ્રારંભ છે. આ બધા યુગને ભેગા કરવા પડે.

નવરાત્રી આવી.. એનો યુગ પૂરો થયો છે. હવે છે દશેરા. દશેરા એટલે દશહરા. કહેવાય છે કે રાવણને દસ માથા હતા. રામને એક માથું હતું. પરંતુ રામના પિતા દશરથ હતા. દશે દિશામાં જેનું માથું ફર્યા કરે એને દસ માથા કહે છે. આપણે રોજ અખબાર વાંચીએ છીએ તેમાં દસે દિશાના અનેક પ્રકારના સમાચારો આવે છે ને ?

જે રડે છે અને રડાવ્યા કરે તે રાવણ. આપણે બીજા પાસે જઇને આપણું દુઃખ રડીએ છીએ પછી બીજાને રડાવીએ છીએ ! આ તત્ત્વ રાવણનું છે. જે રમે અને રમાડે તે રામ. આ રામ તત્ત્વ એ રાવણ તત્ત્વ ઉપર વિજય મેળવ્યો એની ખુશાલીમાં દશેરાનો તહેવાર થયો. દશરથ એટલે પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો – એમ દસ ઇન્દ્રિયો. દશરથના ઘરે રામનો જન્મ થાય છે. દશરથને ત્રણ રાણીઓ હતી. એક હતી કૌશલ્યા. કૌશલ્યા એટલે હાયર ઇમોશનલ સેન્ટર – ઉચ્ચતર ભાવકેન્દ્ર. બીજી રાણી હતી સુમિત્રા – જે બધા સાથે સમભાવ, મિત્રતાભાવ રાખે. ત્રીજી રાણી હતી કૈકેયી, જેના મોહમાં દશરથ પડી ગયા અને રામાયણની શરૂઆત થઇ. દશરથે મોહવશ કૈકેયીને બે વરદાન આપેલાં, અને તેમાંથી આખી રામાયણ થઇ.



મહાભારતનું યુદ્ધ થયું હતું ભીષ્મની પ્રતિજ્ઞાના કારણે અને રામાયણ થયું દશરથના વચનપાલનના આગ્રહને કારણે. આ બન્ને ખેલ છે અહંકારના. કથા છે

કે સીતા સ્વયંવરમાં રામને પસંદ કરે છે. સીતા અને રામની જોડીને સૌ અત્યારે પણ યાદ કરે છે. સીતા હતી એ અવયોની શક્તિ હતી. ધરતીમાંથી નીકળેલી. તે ધરતીપુત્રી હતી. ધરતીને ખેડતાં ખેડતાં જે શક્તિનો જન્મ થાય એને સીતા કહે છે. આ શરીર છે એ એક ક્ષેત્ર છે અને કોન્સિયર એફર્ટ એટલે કે સભાન પ્રયત્નથી જે શક્તિ પેદા થાય છે એ શક્તિ સીતાની છે. આરામ ખુરશીમાં બેઠા બેઠા એ શક્તિ પ્રગટ થતી નથી.

કૃષ્ણનો જન્મ કારાવાસમાં થયો અને રામનો જન્મ મહેલમાં થયો. જનક રાજા વિદેહી હતા. સીતા જનકના ઘરમાં ઉછરીને મોટી થઇ. તેના માટે યોગ્ય પતિ શોધવાનો હતો. જનકે દેશદેશાવરના રાજાઓને બોલાવીને સ્વયંવર રચ્યો. કથા એમ કહે છે કે સીતા નાની હતી ત્યારે શિવ ધનુષ્ય સાથે રમતી હતી. જનકે જોયું કે આ છોકરી તો શક્તિનો અવતાર છે. સ્વયંવરમાં જનકે શરત મૂકી કે જે રાજા આ શિવ ધનુષ્યને ઊંચકીને તોડે એને સીતા વરમાળા પહેરાવશે. બીજા બધા રાજાઓ તો સામાન્ય હતાં, પરંતુ એ બધા સાથે લંકાનો રાજા રાવણ પણ હતો. રામ લક્ષ્મણ પણ હતા. રામ અને રાવણને કોઇ દુશ્મની હતી નહીં. બન્ને જુદા જુદા પ્રદેશના હતા. રામના પિતા ક્ષત્રિય હતા જ્યારે રાવણના પિતા બ્રાહ્મણ હતા.



પણ બ્રાહ્મણ જ્યારે નિમ્ન ચિત્તવૃત્તિનું સેવન કરે છે ત્યારે તે બ્રહ્મરાક્ષસ બની જાય છે. જે મારાં–તારામાં પડી જાય છે, સંન્યાસી જ્યારે મારું–તારું કરે છે ત્યારે તે રાવણ બની જાય છે. સંસારી જીવ મારું–તારું કરે એમાં નવાઇ નથી, પરંતુ સંન્યાસી જ્યારે મારું–તારું કરે તો તે બાબત વિષમ બની જાય છે.

રામે ક્ષત્રિયના ઘરે અવતાર લીધો. પિતાએ એમને મોકલી દીધા વશિષ્ઠ મુનિ પાસે શિક્ષણ માટે. ત્યાં એમણે જે શિક્ષણ પ્રાપ્ત કર્યું તે છે યોગવાશિષ્ઠ રામાયણ, જે અસલી રામાયણ છે. રાવણે ખૂબ દોલત ભેગી કરી અને લંકાને સોનાની બનાવી દીધી. રાવણ એ સોનાની લંકામાં ફસાયેલો જીવ હોવા છતાં તે શિવભકત હતો. રાવણની ચેતના નિમ્ન માનસિકતાથી ગ્રસ્ત હતી. એને એકબાજુ પૈસાનો લોભ હતો અને બીજી બાજુ સ્ત્રીનો મોહ હતો. શિવ પ્રત્યેની ભકિત આસક્તિના રૂપમાં હતી. એણે શિવ પાસે માગ્યું : ‘‘મારા હાથમાં દસ હજાર હાથીનું બળ આવે અને મને કોઈ હરાવી ન શકે.’’ સંસારી જીવ ભકિત કરે છે ત્યારે મમત્વની વસ્તુ માંગે છે, જે રાવણે માંગી. સંન્યાસી યા ભકત ભક્તિ કરે છે ત્યારે પોતાની જાતને અર્પણ કરે છે, પોતાની જાતની આહુતિ આપે છે.

રાવણ સીતાના સ્વયંવરમાં આવે છે. શિવધનુષ્ય તોડવાની શરત જાણીને મૂંઝાઈ ગયો. એને વિચાર આવ્યો કે આ ધનુષ્ય તો મારા આરાધ્યદેવનું છે. એને તો આદર અપાય, તોડાય કઈ રીતે ? એનું કન્ડીશન્ડ માઈન્ડ આડું આવ્યું. શક્તિ હણાઈ ગઈ. જીવ જ્યારે ભ્રમજાળમાં ફસાઈ જાય છે ત્યારે એની શક્તિ હણાઈ જાય છે. ભલાભલા માણસો મૂંઝાઈ જાય છે. આપણે બધા દૃષ્ટિભ્રમમાં ફસાયેલા જીવ છીએ. ગામડા ગામના ખેડૂતને પૃથ્વી સ્થિર લાગે છે અને સૂર્ય તથા ચંદ્ર તેની આસપાસ ચક્કર લગાવે છે એવા ભ્રમમાં રહે છે. જ્યાં જ્યાં એકરૂપતા છે ત્યાં ભ્રમણા ઊભી થતી હોય છે. દેહની સાથેની એકરૂપતા કારણે દેહ નિત્ય સાથે છે. આત્મસત્તાની પ્રતીતિ થતી નથી. સામાન્ય માણસ દેહને નિત્ય માને છે એટલું જ નહીં તે પોતાના નામને પણ નિત્ય કરવા માંગે છે. પરિણામે આત્મસત્તા જે નિત્ય છે, જે અજર અમર છે એની પ્રતીતિથી દૂર રહી જાય છે.

રાવણે શિવની ભક્તિ કરી હતી. રામ પણ શિવભક્તિ કરતા હતા, પરંતુ રામ શિવભકત નહીં, શિવમિત્ર હતા. રામને શિવ પાસે કંઈ માંગવાનું ન હતું, કારણ કે સ્વયં શિવસ્વરૂપ હતા. રાવણ પોતે જીવરૂપ હતો. એણે શિવ પાસે માંગેલું. તેથી એનામાં ભય ઉત્પન્ન ગયો. એવો ચિત્તભ્રમ થયો કે શિવધનુષ્યની તો પૂજા થાય. એક બાજુ સીતા પ્રત્યે મોહગ્રસ્ત હતો. બીજી બાજુનું કન્ડીશન્ડ માઈન્ડ હતું. એનો અહંકાર ડગમગવા લાગ્યો. પરિણામે તે ધનુષ્ય પાસે જાય છે ત્યારે ઢગલો થઈને બેસી જાય છે, એની શક્તિ હણાઈ જાય છે. દસ હજાર હાથીનું બળ કામ લાગતું નથી. તે શિવધનુષ્ય ઉપાડી શકયો નહીં. પછી રામનો વારો આવ્યો. રામને સીતા પ્રત્યે મોહ ન હતો, પણ રામ અને સીતાની દૃષ્ટિ સામસામે મળી અને રામને થયું કે આ તો મારી જ શક્તિ છે. રામ તો અવતારી ચેતના હતી. રામે

ધનુષ્ય ઉપાડયું અને તોડી દીધું. ધનુષ્ય તૂટી ગયું. સીતાનો સ્વયંવર થઇ ગયો. જનક વિદેહી હતા. જનકમાં સાક્ષીભાવ પ્રગટ થઇ ગયો. દીકરીના લગ્ન કરવાના હતા. લગ્ન થઇ ગયા. પછી લગ્નના માંડવાનું વિસર્જન કરી દીધું. વિસર્જનનું કામ છે શિવનું. પણ જે શક્તિથી વિસર્જન થાય છે એનું નામ છે મહાકાલી.

મહાકાલ અને મહાકાલી એનું કામ કરે. સ્વયંવર થઇ ગયો. લગ્ન થઇ ગયા અને બીજુ બાજુ રાવણમાં વેરના બીજ રોપાઇ ગયા. જે સીતાને કબજે કરવી હતી, એ સીતાને રામ લઇ ગયા. શિવ ધનુષ્યનો ભંગ થઇ ગયો. જેને પોતે આદર આપતો હતો અને પૂજા કરતો હતો એ ધનુષ્ય જે વ્યક્તિએ તોડી નાખ્યું એની સાથે વેર બંધાઇ ગયું. એના અહંકારને ચોટ પહોંચી. પોતે દસ હજાર હાથીનું બળ ધરાવતો હતો અને એક સામાન્ય છોકરો ધનુષ્યભંગ કરી ગયો એની ચોટ ભારે હતી. આવી જ ચોટ પરશુરામને લાગી હતી, જેમણે એકવીસવાર પૃથ્વીને નક્ષત્રી કરી હતી. પ્રકૃતિની રમત બહુ ગહેરી છે.

રાવણનો અહંકાર ચૂર થઇ ગયો. એનું મન ભાંગી ગયું. રાવણે સોનાની લંકા વસાવી હતી. એણે સીતાના રૂપનાં વખાણ સાંભળ્યા હતા. સોનાની એ નગરીમાં સીતાને મોહવશ લાવવી હતી. એનો મોહ, એનાં સપનાં બધાં ચકનાચૂર થઇ ગયા. હવે કોઇ પણ હિસાબે રામને પતાવી દેવો જોઇએ, એવી ગાંઠ વાળીને તે લંકા જતો રહ્યો. જે ઘટના બની તેની પાછળ કુદરતનું આયોજન હોય જ. એમ કહી શકાય કે આટલી બધી ગાંઠોવાળો જીવ બ્રાહ્મણનો હોય અને અસુર યોનિમાં ફસાયેલો હોય તો એનો ઉદ્ધાર તો કરવો જ જોઇએ. પણ ઉદ્ધાર થાય કઇ રીતે ? રામ તો નિષ્કામ હતા. શિવે તો કામદેવને બાળી નાખ્યો હતો. રામને તો કામની વ્યર્થતા સમજાઇ ગઇ હતી. રાજપાટ મળે તો શું અને ન મળે તો પણ શું ? રામનું આવું લક્ષણ જોઇને દશરથને થયું કે શાસન રામના હાથમાં હોવું જોઇએ. પણ રામના હાથમાં શાસન આવે, એ મજા કરે તો રામાયણ સર્જાય કેમ ? એટલે કૈકેયીના મનમાં પ્લાન ઊભો થયો. કૈકેયી પણ એક આસુરી શક્તિ છે. એની ઉપર મમત્વ હાવી થઇ જાય છે. મમત્વએ કહ્યું છે કે મારો ભરત ગાદીએ બેસે. બધી રામાયણ આ મમત્વના કારણે સર્જાય છે.

દશરથ કૈકેયીને સમજાવે છે કે રામ પણ તારો જ દીકરો છે અને રામ પણ માતા કૌશલ્યા કરતાં કૈકેયીને વધારે માન આપતો. પરંતુ કૈકેયીની તો મમત હતી કે મારો ભરત જ ગાદીએ બેસે. મારું પેટ ભરાવું જોઇએ. કૈકેયીની કમજોરી હતી પોતાની સ્વલક્ષી માનસિકતાની. રામની જેમ એ શિક્ષિત ન હતી. એનું ગણિત સાદું હતું. એની દાસી મંથરાએ એના કાન ભંભેરેલા હતા. એના કારણે કૈકેયીમાં

વિવેકભાન જતું રહેલું. એણે દશરથની વાત કરતાં મંથરાની વાત વધારે સાચી લાગી. રામને તો કોઈ ઉતાવળ હતી જ નહીં. ભલે ને ભરત ગાદીએ બેસે. એ વખતે ભરત મોસાળ ગયેલો હતો. અહીં કૈકેયીએ સમસ્યા ઊભી કરી. દશરથની સમસ્યા એ હતી કે જો વચન પાલન ન કરું તો નાક કપાય. પછી તો ઘટના જે બની તેમાં રામ વનવાસ સ્વીકારી લે છે. એ તો રમતો જીવ હતો. મહેલ હોય કે વન, રામને બધું સરખું હતું.



જ્યારે રામે વનવાસ નક્કી કર્યું તો એની જે શક્તિ છે એ પણ સાથે જવા તૈયાર થઈ. સીતા રામ વિના રહે કેવી રીતે ? સીતા રામની સાથે હોય તો લક્ષ્મણ પણ સાથે જ હોય. રામની સાથે જેનું લક્ષ્ય હોય તે લક્ષ્મણ. જે રમતી ચેતના છે એને લક્ષ્ય જોઈએ અને લક્ષ્ય સીધુ સાદુ છે : "Be hear and now and totally in it." વર્તમાન ક્ષણમાં રમવાનું છે તો રામ છે. ભૂતકાળ કે ભવિષ્યકાળમાં રમવાનું છે તો રાવણ છે. રાવણને ખબર પડી ગઈ કે સીતા રામની સાથે વનમાં ગઈ. તેને થયું કે આ તો વેર લેવાનો અવસર છે. કોઈ બહાના વિના રામની સાથે યુદ્ધ તો કેમ કરવું ? અને એવી શક્તિ પણ ન હતી, કારણ કે રામે શિવના ધનુષ્યનો ભંગ કરી દીધો હતો. એટલે સીધું યુદ્ધ કરવાની તો હિંમત ન હતી.

સીતાનું હરણ કરવા માટે રાવણ જોગી વેશે આવે છે. રાવણ બ્રાહ્મણનો દીકરો હતો. એને જોગીનો વેશ કાઢતાં વાર ન લાગે. ક્ષત્રિયનો દીકરો હોય તો શરમ પણ લાગે.

કથા એવી છે કે વનમાં રામ–લક્ષ્મણ–સીતા રહેતા હતાં તે ઝૂંપડી પાસે એક સુવર્ણ મૃગ આવે છે. તેને જોઈને સીતાને એ મૃગ પ્રાપ્ત કરવાની કામના જાગે છે, અને તે માટે હઠાગ્રહથી રામને એ મૃગને પકડી લાવવા મોકલે છે. લક્ષ્મણને સીતાના રક્ષણ માટે આદેશ આપીને રામ મૃગની પાછળ જાય છે. આ મૃગ સોનાનો હતો એ સીતાનો દૃષ્ટિભ્રમ હતો. એ મૃગ ન હતો. રાવણની યોજનાના ભાગ રૂપે મરીચી નામના રાક્ષસે મૃગનું રૂપ ધારણ કર્યું હતું. રાજાનું તીર વાગતાં બચાવવા માટે પોકાર પાડે છે એટલે એ અવાજ રામનો સમજીને સીતા લક્ષ્મણને રામ પાસે જવાનો આદેશ આપે છે. કોઈ ઉપાય ન રહેતાં લક્ષ્મણે ઝૂંપડીની

ચારેબાજુ એક રેખા દોરી અને સીતામાતાને કહ્યું કે તમારે આ રેખાને ઓળંગવી નહીં. આ એક અનુશાસન હતું. અનુશાસનમાં રહેવાય તો કોઇ વાંધો આવે નહીં. લક્ષ્મણે ઝૂંપડી છોડી એટલે રાવણે બ્રાહ્મણનું રૂપ લઇને ભીક્ષા માંગવા આવે છે. ''ભીક્ષા દિયો મોરી માત'' કહીને ભીક્ષા માંગે છે. ભીક્ષા આપવા માટે સીતા લક્ષ્મણે આંકેલી રેખા ઓળંગે છે ત્યારે રાવણ એમને ઉપાડી જયા છે.

રામ પાછા આવીને જુએ છે તો ઝૂંપડીમાં સીતા ન હતી. સીતાને રાવણ ઉપાડી ગયો હતો. રામ–લક્ષ્મણ સીતાને શોધવા નીકળી પડે છે. ખરેખરી રામાયણની શરૂઆત હવે થઇ. ભાળ મળે કે રાવણ સીતાને ઉપાડી લંકા લઇ ગયો છે. રાવણનો વધ કરવો જોઇએ, પરંતુ રામનું લક્ષ્ય રાવણના વધનું ન હતું. લક્ષ્ય તો સીતાને મેળવવાનું હતું. રામ હનુમાનજીને સીતાની ભાળ મેળવવા લંકા મોકલે છે. હનુમાન સીતાને શોધી કાઢે છે. રાવણને કહે છે કે સીતામાતાને સોંપી દો; તો રાવણે કહ્યું કે મારા કબજાની વસ્તું હું ન સોંપું. હનુમાન લંકામાં આગ લગાડે છે અને પછી પાછા આવીને રામને કહે છે કે સીતા મેળવવા માટે યુદ્ધ કરવું જ પડશે. યુદ્ધ કરતાં પહેલા રામ શિવની પરવાનગી લે છે. રામેશ્વરની સ્થાપના કરે છે. પછી તે હનુમાન અને તેમની વાનરસેના લંકા જવા માટે દરિયમાં સેતુ બાંધે છે. શ્રીરામ લંકા જઇને રાવણ સાથે યુદ્ધ કરે છે. રાવણને દસ માથા હતા. એક માથું કાપે ત્યાં બીજું ઊગી નીકળે. આ સમસ્યાનો ઉકેલ રાવણનો ભાઇ વિભીષણ આપે છે. તેણે કહ્યું કે રાવણની નાભિમાં અમૃતકુંભ છે. તેનો પહેલા નાશ કરવો પડશે.

આપણા ભિતરમાં દસ વિચાર આવતા હોય છે. એક વિચારનો છેદ ઉડાડીએ ત્યાં બીજો વિચાર શરૂ થઇ જાય છે. બધા વિચારોને જન્મવાની શક્તિ નાભિમાંથી મળે છે. એટલે વિચારોને બંધ કરવા નાભિમાં એટેન્શનનું તીર મારવું પડે. અહીં નવ દિવસથી યુદ્ધ ચાલતું હતું. દસમાં દિવસે રામે રાવણને નાભિમાં તીર માર્યું અને પછી દસ માથા સાથે રાવણનો ખાત્મો બોલાઇ ગયો. ભૂતકાળ જતો રહ્યો. ભવિષ્ય જતું રહ્યું. દસે દિશામાં ભટકતી ચિત્તની વૃત્તિ ખલાસ થઇ ગઇ.

આજે દસમાં દિવસે ગાવામાં આવે છે કે ''રામે રામ રમાડ્યા, રાવણ રોડ્યો મા...'' રાવણના દસે માથા છેદાઇ ગયા. રામનો વિજય થયો. એ ઘડી એ અવસર એટલે દશેરા. એને વિજયાદશમી કહેવામાં આવે છે...જય વિજયાદશમી મા.



## શ્રીઅંબાજીની આરતી (ભાવાર્થ સાથે)

નવરાત્રિ કે અન્ય શુભપ્રસંગે જ્યાં ''માતાજી'' ની અર્ચના પૂજા કરવામાં આવે છે, ત્યાં મા અંબેની આરતી ''જયઆદ્યાશક્તિ''નું ગાન અવશ્ય કરવામાં આવે છે. મોટાભાગના લોકો, અરે નાના નાના ભૂલકાં પણ આ આરતીનું ગાન કરે છે. નાના ભૂલકાંઓ પણ વડીલોનું જોઈને આરતી કાલીઘેલી ભાષામાં ગાય છે. આ અંગે પૂછતા માલૂમ પડ્યું કે, આરતીમાં વપરાયેલ શબ્દો કે શબ્દસમૂહોના અર્થની બધાં લોકોને જાણકારી નથી.

સર્વત્ર ગુજરાત, ભારત અને વિદેશમાં ગવાતી આ આરતીનું રસદર્શન નહીં પણ અર્થઘટન ભાવિકો સુધી પહોંચાડવું. જેથી હવે પછી તેઓ જ્યારે આરતીનું ગાન કરશે ત્યારે તેમનામાં શ્રદ્ધા, ઉત્સાહ અને આનંદમાં વધારો થશે.

માતાજીની આ આરતી ''જય આદ્યાશક્તિ..'' ની રચના આજથી ૧૫૦ વર્ષ પૂર્વે સુરતના ''નાગર ફળિયામાં'' રહેતા ''શિવાનંદ પંડ્યા'' એ કરેલી છે. તેઓ લગભગ ૮૫ વર્ષ જીવ્યા હતાં અને ઘણી આરતીની રચના કરી હતી. આ આરતીમાં સમયાંતરે ફેરફાર થતો જોવા મળે છે. આ ફેરફાર શબ્દો અને ઢાળમાં જોવા મળે છે, અર્થ એનો એ જ જોવા મળે છે. આમ છતાં પૂનમ પછીની પંક્તિઓ પછીથી ઉમેરાઈ છે.

પ્રથમ પંક્તિ : **'જય આદ્યાશક્તિ મા જય આદ્યાશક્તિ,**
**અખંડ બ્રહ્માંડ દિપાવ્યા, પડવે પ્રગટ થયાં.'**

એટલે કે અખંડ બ્રહ્માંડ જેના દિવ્ય તેજથી પ્રકાશિત છે અને જેઓ નોરતાંની સુદ એકમે પ્રગટ થયાં છે, એવા મા શક્તિ અંબાનો જય હો.

બીજી પંક્તિ : **'દ્વિતીયા બેય સ્વરૂપ શિવશક્તિ જાણું,**
**બ્રહ્મા ગણપતિ ગાયે, હર ગાયે હર મા.'**

બે સ્વરૂપ એટલે પુરુષ અને પ્રકૃતિ, શિવ અને શક્તિ બંને તારાં જ સ્વરૂપો છે. હે મા, બ્રહ્મા, ગણપતિ અને શિવ તારો મહિમા ગાય છે.

ત્રીજી પંક્તિ : **'તૃતીયા ત્રણ સ્વરૂપ ત્રિભુવનમાં બેઠાં,**
**ત્રયા થકી તરવેણી, તું તરવેણીમાં.'**

ત્રણ સ્વરૂપ એટલે મહાસરસ્વતી, મહાલક્ષ્મી અને મહાકાલી. આપ ત્રણ ભૂવન પાતાળ, આકાશ અને પૃથ્વી પર બિરાજમાન છો. ગંગા, યમુના તથા સરસ્વતી અને જ્ઞાન, ભક્તિ અને મોક્ષનો ત્રિવેણી સંગમ છો.

ચોથી પંક્તિ : **'ચોથે ચતુરા મહાલક્ષ્મી મા સચરાચર વ્યાપ્યાં,**
**ચારભૂજા ચહું દિશા, પ્રગટ્યાં દક્ષિણમાં.'**

એટલે કે મહાલક્ષ્મીને સૌથી વધારે ચતુર ગણ્યા છે. આ મહાલક્ષ્મી વિવિધ સ્વરૂપે સચરાચરમાં વ્યાપેલાં છે. તેમની ચારભૂજા ચાર દિશા સમાન છે અને તેમનો ભક્તિપંથ દક્ષિણમાં પ્રગટ થયેલો છે.

પાંચમી પંક્તિ : **'પંચમી પંચ ઋષિ પંચમી ગુણ પદમા,**
**પંચ સહસ્ત્ર ત્યાં સોહિયે, પંચે તત્ત્વોમાં.'**

અહીં પ્રથમ પંક્તિમાં પ્રાસ બેસાડવા રચેયતાએ કેટલીક છૂટ લીધી છે. હકીકતમાં પંચ ઋષિની જગ્યાએ સપ્તર્ષિ જોઈએ અને ગુણ પાંચ નહીં ત્રણ છે. સત્ત્વ, રજસ અને તમસ. હે મા, પાંચ તત્ત્વો – પૃથ્વી, જળ, આકાશ, પ્રકાશ અને વાયુમાં આપ છો.

છઠ્ઠી પંક્તિ : **'ષષ્ઠી તું નારાયણી, મહિષાસુર માર્યો,**
**નરનારીનાં રૂપે, વ્યાપ્યાં સઘળે મા.'**

મહિષાસુર રાક્ષસને મારનારી મા તું નર–નારીના સ્વરૂપે સમગ્ર વિશ્વમાં વ્યાપેલી છે.

સાતમી પંક્તિ : **'સપ્તમી સપ્ત પાતાળ સંધ્યા સાવિત્રી,**
**ગૌ, ગંગા, ગાયત્રી, ગૌરી ગીતા મા.'**

સાતે પાતાળમાં આપ બિરાજમાન છો, પ્રાતઃ સંધ્યા (સાવિત્રી) અને સાયંસંધ્યા આપ છો. પાંચ માતાના સ્વરૂપો ગાય, ગંગા, ગાયત્રી, ઉમિયા અને ગીતા આપ જ છો.

આઠમી પંક્તિ : **'અષ્ટમી અષ્ટ ભુજા આઈ આનંદા,**
**સુનિવર મુનિવર જન્મયા, દેવ દૈત્યો મા.'**

(દૈત્યોને હણનારી મહાકાલી આઠ ભૂજાવાળી ગણાવાય છે.) હે મહાકાલી ! તારી જ કુખે દૈત્યો, શુભ–અશુભ તત્ત્વો, શ્રવણ ભક્તિ કરનારા સુનિવર અને મનન ભક્તિ કરનારા મુનિવરો પ્રગટ્યાં છે.

નવમી પંક્તિ : **'નવમી નવ કુલ નાગ સેવે નવદુર્ગા, નવરાત્રિનાં**
**પૂજન, શિવરાત્રિના અર્ચન, કીધાં હરબ્રહ્મા'**

નવેનવ કુળના નાગ આપને ભજે છે અને નવદુર્ગાનું પૂજન કરે છે. શિવ અને બ્રહ્મા પણ આપની સ્તુતિ કરે છે. ''નવદુર્ગા એટલે અનુક્રમે શૈલપુત્રી, બ્રહ્મચારિણી, ચંદ્રઘંટા, કુષ્માંડા, સ્કંદમાતા, કાત્યાયની, કાલરાત્રિ, મહાગૌરી અને સિદ્ધિદાત્રી.''

દસમી પંક્તિ : **'દસમી દસ અવતાર વિજ્યાદસમી,**
**રામે રામ રમાડ્યાં, રાવણ રોળ્યો મા.'**

દશેરાના દિવસે રામે રાવણનો વધ કરેલો એટલે જ એને વિજયાદશમી કહે છે. 'હે મા, આપની કૃપાથી જ રામે રાવણનો ધ્વંશ કરેલો.'

અગિયારમી પંક્તિ : **'એકાદશી અગિયારસ કાત્યાયની કામા,**
**કામદુર્ગા, કાલિકા, શ્યામા ને રામા.'**

નોરતાની અગિયારમી રાતે કાત્યાયની માનો મહિમા ગવાય છે. (શ્રીમદ્ ભાગવતમાં એવો ઉલ્લેખ છે કે , શ્રીકૃષ્ણને વર સ્વરૂપે મેળવવા ગોપીઓએ યમુના તટે કાત્યાયની માનું વ્રત કરેલું. કાત્યાયની મા મનગમતો ભરથાર મેળવી આપે છે.) શ્યામા એટલે રાધા અને રામા એટલે સીતા બંને આપ જ છો.

બારમી પંક્તિ : **'બારસે બાળારૂપ, બહુચરી અંબા મા,**
**બટુક ભૈરવ સોહિયે, કાળ ભૈરવ સોહિયે, તારાં છે તુજ મા.'**

બહુચર મા બારસના દિવસે બાળસ્વરૂપે પ્રગટેલા એમ મનાય છે. બટુક ભૈરવ (ક્ષેત્રપાલ) અને કાળ ભૈરવ (સ્મશાન) એ બધાં તારા સેવકો છે. જે તમારી અડખે-પડખે શોભે છે.

તેરમી પંક્તિ : **'તેરસે તુળજારૂપ તું તારિણી માતા,**
**બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, ગુણ તારાં ગાતાં.'**

હે મા, તારું તેરમું સ્વરૂપ તુળજા ભવાનીનું છે. (તુળજા ભવાની મહારાષ્ટ્રમાં કોલ્હાપુરમાં બિરાજેલ છે જે છત્રપતિ શિવાજીના કુળદેવી હતાં) જે સર્વજનોને તારે છે, એવી મા તારિણીના ગુણગાન બ્રહ્મા, વિષ્ણુ અને શિવ ગાય છે.

ચૌદમી પંક્તિ : **'ચૌદસે ચૌદારૂપ ચંડી ચામુંડા ભાવભક્તિ કંઈ આપો,**
**ચતુરાઈ કંઈ આપો, સિંહવાહિની માતા.'**

શક્તિનું ચૌદમું સ્વરૂપ મા ચામુંડાનું છે. એ ચૌદ ભુવન અને ચૌદ વિદ્યાસ્વરૂપોમાં બિરાજમાન છે. એવા સિંહને વાહન તરીકે ધારણ કરનાર મા, અમને થોડાં ભક્તિભાવ અને ચતુરાઈ આપો.

પંદરમી પંક્તિ : **'પૂનમે કુંભ ભર્યો, સાંભળજો કરુણા મા,**
**વશિષ્ઠદેવે વખાણ્યાં, માર્કંડદેવે વખાણ્યાં, ગાઈ શુભકવિતા.'**

પૂનમ એટલે પૂર્ણતા. ચંદ્ર પૂરેપૂરો ખીલેલો હોય ત્યારે અમારી વિનંતી અંતરમાં કરુણા ધારીને સાંભળજો. વશિષ્ઠ અને માર્કંડ ઋષિએ અનેક સ્તવનો દ્વારા આપનો મહિમા ગાયો છે.

સોળમી પંક્તિ : **'ત્રંબાવટી નગરી આઈ, રુપાવટી નગરી, માં**
**મંચ્છાવટી નગરી, સોળ સહસ્ત્ર ત્યાં સોહિયે,**
**ક્ષમા કરો ગૌરી, મા દયા કરો ગૌરી.'**

અહીં નગરીના નામ તો પ્રતિક છે. હે મા, તમે સર્વત્ર વ્યાપેલાં છો. સોળ હજાર ગોપી સ્વરૂપ પણ આપનાં છે. પૂજા ભક્તિમાં અમારી કોઈ ભૂલચૂક થઈ હોય તો 'અમને ક્ષમા કરજો...'

અંતિમ પંક્તિ :

**'શિવશક્તિની આરતી જે કોઈ ગાશે, ભણે શિવાનંદ સ્વામી,**
**સુખસંપત થાશે, હર કૈલાસ જાશે, મા અંબા દુ:ખ હરશે.'**

આ આરતી જે કોઈ પ્રેમ-ભાવથી ગાશે તેને સુખ અને સંપત્તિ પ્રાપ્ત થશે, સર્વનું સુખ કરશે અને દુ:ખ હરશે. સ્વર્ગનું સુખ મળશે. શિવપાર્વતિના ચરણમાં-કૈલાસમાં સ્થાન મળશે એવું આરતીના રચયિતા 'શિવાનંદ સ્વામી' કહે છે.

**।। બોલો અંબે માતની જય ।।**